કાલિકાલસર્વજ્ઞ-શ્રીમદ્-હેમચન્દ્રાચાર્યવિરચિતઃ

# અભિધાનચિન્તામણિકોશઃ

ચન્દ્રોદયાભિધગૂર્જરભાષાટીકા સમલંકૃત

( બીજક-શેષ-શિલોઞ્છ સંસ્કૃત-ગૂર્જરશબ્દાનુક્રમણિકા-
પઞ્ચવર્ગપરિહારનામમાલાદિસહિત. )



અનુવાદકઃ સંપાદકશ્ચ

વિશ્વવિખ્યાત-સ્વ-પરસમયપારાવારપારીણ-સૂરિસમ્રાટ્-જગદ્ગુરુ-
તીર્થોદ્ધારક-શ્રીમદ્વિજયનેમિસૂરીશ્વરપટ્ટાલંકાર-પરમ-
પૂજ્ય-સમયજ્ઞ-શાન્તમૂર્તિ શ્રીમદ્ વિજય-
વિજ્ઞાનસૂરીશ્વર-પટ્ટધરાચાર્યઃ

વિજયકસ્તૂરસૂરિઃ

દ્વિતીયાવૃત્તિઃ

શાસનસમ્રાટ્ જન્મશતાબ્દીવર્ષે

શ્રી વી.નિ.સં. ૨૪૯૯ વિ સં. ૨૦૨૯ નેમિ સં. ૨૫

પ્રકાશક :
શ્રીવિજય નેમિ વિજ્ઞાન-કસ્તૂર-સૂરિજ્ઞાનમંદિર, સૂરત.
જ્ઞાનમંદિરનું ટ્રસ્ટી મંડળ.

શાંતિલાલ ચીમનલાલ સંઘવી. }
પાનાચંદ સાકરચંદ મદ્રાસી. } મેનેજીંગ ટ્રસ્ટીઓ



પ્રાપ્તિસ્થાન :

**૧ જૈન પ્રકાશન મંદિર.**
C/o જસવન્તલાલ ગીરધરલાલ શાહ
૩૦૯/૪ દોશીવાડાની પોળ.
અમદાવાદ-૧

**૨ સરસ્વતી પુસ્તક ભંડાર,**
ઠે. હાથીખાના રતનપોળ.
અમદાવાદ.

**મૂલ્ય રૂ.-૧૫**

મુદ્રક :
શ્રીરામાનન્દ પ્રિન્ટિંગ પ્રેસ
કાંકરિયા રોડ, અમદાવાદ-૨૨

# પ્રકાશકીય

અમારા આ કોષની દ્વિતીય આવૃત્તિના પ્રકાશનથી ખૂબ જ આનંદ થાય છે કે અમારી આ ગ્રંથમાળા દરેક વર્ષે કોઈ ને કોઈ નવીન પ્રકાશન કરી જનતાને લાભ આપી રહી છે.

પ્રસ્તુત પ્રકાશન બાળકથી માડી સાક્ષરો સુધીના તમામે તમામ વર્ગને ઉપયોગી છે. તે તેના પરિચયમા આવનારા સૌ કોઈ જાણી શકશે અને કહી શકશે કે આ પ્રકાશનની સમાજને ઘણી જ જરૂર હતી. તે કાર્ય આજ વર્ષોની મહેનત બાદ પ પૂ. સિદ્ધાંત મહોદધિ પ્રાકૃત વિશારદ, વિદ્વદ્વર્ય આ. મ શ્રી વિજય કસ્તૂર સૂરીશ્વરજી મ. શ્રીએ તૈયાર કર્યું છે તેઓશ્રીના અગાધ પરિશ્રમથી ભાષાંતર થયેલ હોઈ ઘણુ જ આવકાર પાત્ર થશે એમ આશા રાખવી ઉચિત છે. તેથી જ પૂ. આચાર્યશ્રીનો ઉપકાર અમે ભૂલી શકીએ તેમ નથી.

પૂ આ. મ. શ્રી એ અભિધાન ચિંતામણિ ગ્રંથનુ ભાષાતર ઘણાં ગ્રથોના તેમજ વ્યાકરણોના અર્થોને ખ્યાલમા રાખી, કેટલાક પર્યાય-વાચક શબ્દોના ગુજરાતી ભાષામાં સહેલાઈથી સમજી શકાય તેવી રીતે અર્થો આપી કર્યું છે. તેઓશ્રી નિરંતર શિષ્ય પ્રશિષ્યાદિને વાચના આદિ આપવાના અભ્યાસી હોઈ તેઓશ્રીએ સાધારણ બુદ્ધિવાળાને ઉપયોગી થાય તેમ ખ્યાલમાં રાખી લિંગ (જાતિ)ની વ્યવસ્થા પણ કરી છે. સંસ્કૃતના અભ્યાસીઓને મોટાકોષના ભાગો સાથે રાખવામાં મુશ્કેલી પડતી હોવાથી આ ગ્રંથને નાના કદમાં રામાનંદપ્રેસમા ખંતપૂર્વકના સંશોધનથી તૈયાર કરવામાં આવ્યો છે

સાથે ગુજરાતી શબ્દો ઉપરથી પણ સંસ્કૃત શબ્દો જાણવા માટે ગુજરાતી અનુક્રમણિકા તથા વિષયવાર બીજક આપવામાં આવ્યુ છે એટલે આ ગ્રંથને તેના બધા અંગોથી વિશિષ્ટ રીતે શણગારવામા આવ્યો છે.

જૈન સાહિત્યના અભ્યાસીઓએ અમારા આ પ્રકાશનની પહેલી આવૃત્તિ ખૂબ જ ઉત્સાહભેર વધાવી લીધી છે તે જાણી સંતોષ થયો છે.

આ બીજી આવૃત્તિ પંદર વરસ બાદ પ્રસિદ્ધ થાય છે તે અંગે ઘણી જ માંગણી હોવા છતા પણ પ્રેસ વગેરેના અનેક કારણોને લઈને પ્રકાશન કરવામાં ઢીલ થઇ છે તે ક્ષંતવ્ય ગણશો.

અંતમા આ બીજી આવૃત્તિના પ્રકાશન અંગે ઉપદેશક પૂજ્યશ્રમણ ભગવતો નો તેમજ આર્થિક સહાય કરનાર અનેક ગામોના શ્રી સંઘો તેમ જ ઉદાર દીલ શ્રાવકોની સહાયતા ઘણી જ ઉપયોગ રૂપ થઇ છે તે સર્વેનો હમો આ તકે આભાર માનીએ છીએ.

અંતમા રામાનંદ પ્રેસના સંચાલક મહંત શ્રી ત્રિભુવનદાસજી શાસ્ત્રી પોતાની અનેક પ્રવૃત્તિઓ હોવા છતાં પણ આ ગ્રંથ છાપી આપ્યો તે બદલ તેઓના પણ અમો ઋણી છીએ તદુપરાંત આ ગ્રંથ છપાવવામા મુખ્ય સહાયક સાબરમતીના ચંદુલાલ હવજીભાઈ ગુજરાત સ્લેઈટ કંપનીવાળા કે જેઓ પોતાના અનેક વ્યાવહારિક વ્યાપારિક પ્રવૃત્તિઓને ગૌણ કરી સંપૂર્ણ કાળજી રાખી ગ્રંથ છપાવવા તમામ સહાય કરી તે કોઇપણ રીતે ભૂલાય તેમ નથી. તેઓના પણ અમો અત્યંત ઋણી છીએ.

સાથે આ પ્રકાશનમા પ્રેસમેટર, પ્રુફ સંશોધન આદિ કાર્યોમાં પ પૂ આ. મ. શ્રી વિજય ચંદ્રોદય સૂરીશ્વરજી મ. તથા પૂ. મુનિ શ્રી હ્રીંકાર ચંદ્રવિજયજી મ પૂ. મુનિ શ્રી વિવેકચંદ્રવિજયજી મ પૂ બાલમુનિશ્રી સોમચંદ્રવિજયજી પૂ મુનિ શ્રી કુશળચંદ્રવિજયજી મ આદિ પૂજ્યાચાર્ય ભગવંત શ્રીમાનના ધર્મ પરિવારના શ્રમણનો સહયોગ પ્રશસ્ય કક્ષાનો હતો જેથી અમો આ સુંદર પ્રકાશન કરી શક્યા છીએ

પ્રથમાવૃત્તિ માટે શ્રીયુત પંડિતપ્રવરશ્રી લાલચંદ ભગવાનદાસ ગાંધીએ લખી આપેલી મનનીય અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના પણ આ દ્વિતીયાવૃત્તિમા સાભાર મૂકવામા આવી છે.

અંતમાં આ બીજી આવૃતિનો સદ્ઉપયોગ સૌ કોઈને થાય તે અંગે મુખ્ય સહાયક સાબરમતી સંઘને તેમ જ બીજા સર્વ સહાયકોની સ્મૃતિ ધ્યાનમા લઇ અમે અમારી કૃતજ્ઞતા પ્રદર્શિત કરીએ છીએ

એજ લી. પ્રકાશક

# આ પ્રકાશન માટે સહાય આપનારની શુભ નામાવલી

| રૂપિયા | નામ |
|---|---|
| ૫૦૦૦.૦૦ | શ્રી સાબરમતી રામનગર જૈન શ્વે મૂ. સંઘ.અમદાવાદ |
| ૨૦૦૧ ૦૦ | ,, મુબંઈ સેન્ડહર્સ્ટ રોડ જૈન શ્વે સંઘ |
| ૧૫૦૦ ૦૦ | ,, મુંબઈ લુહાર ચાલ જૈન સંઘ. |
| ૧૦૦૧ ૦૦ | ,, અમદાવાદ ઉસ્માપુરા શ્રીવર્ધમાન જૈન સંઘ. |
| ૧૦૦૦ ૦૦ | ,, ભાવનગર જૈનસંઘ હ શેઠ ડોસાભાઈ અભેચંદ પેઢી |
| ૧૦૦૦.૦૦ | ,, મુંબઈ માટુંગા જૈન શ્વે તપ સંઘ. |
| ૧૦૦૦ ૦૦ | ,, સુરત વડાચૌટા જૈન સંઘ.આ. શ્રી વિ કુમુદચંદ્ર સૂરીશ્વરજી મ તથા મુનિશ્રી પ્રબોધચંદ્ર વિજયજી મ. ના ઉપદેશથી |
| ૧૦૦૦ ૦૦ | ,, મુંબઈ ભુલેશ્વર લાલબાગ મોતીશા જૈન ટ્રસ્ટ |
| ૭૦૧ ૦૦ | અમદાવાદ શાહપુર ખાનપુર જૈન સંઘ. પં. શ્રી અશોકચંદ્ર વિ ગણિવર ના ઉપદેશથી |
| ૭૦૦ ૦૦ | અમદાવાદ ફીકાભટ્ટની પોળના ઉપાશ્રય તરફથી |
| ૭૫૦ ૦૦ | અમદાવાદ મસ્કતી મારકીટ મારવાડી પંચ પૂ મુનિશ્રી. પ્રદીપચંદ્ર વિ તથા મુ. કુશળચંદ્ર વિ૦ ના ઉપદેશથી. |
| ૫૦૧ ૦૦ | પાલેજ જૈન શ્વેતાબર સંઘ તરફથી પૂ મુનિશ્રી પ્રમોદચંદ્ર વિજયના ઉપદેશથી. |

| રૂપિયા | નામ |
|---|---|
| ૫૦૧૦૦ | અમદાવાદ મરચંટ સોસાયટી જૈન સંઘ |
| ૫૦૦.૦૦ | મુંબઈ તારદેવ જૈન સંઘ. |
| ૫૦૧.૦૦ | શ્રી નવસારી જૈન સંઘ. |
| ૫૦૦.૦૦ | ખંભાત ચંપાપ્રભા જ્ઞાન શાળા તરફથી પૂ. સાધ્વી શ્રી પ્રમોદશ્રીજી તથા સા. પુષ્પાશ્રીજીના ઉપદેશથી |
| ૩૫૧.૦૦ | માંડવી જૈન શ્વે. સંઘ. તરફથી પૂ મુનિશ્રી પ્રમોદચંદ્ર વિજયજી મ. ના ઉપદેશથી. |
| ૩૦૦.૦૦ | સુરત સગરામપુરા જૈન સંઘ |
| ૨૫૦.૦૦ | અમદાવાદ ખુશાલભુવન જૈન સંઘ |
| ૨૫૦.૦૦ | મુંબઈ ચોપાટી જૈન શ્વે. સંઘ |
| ૨૫૧.૦૦ | અમદાવાદ શામળાની પોળ ઉપાશ્રય સંઘ. |
| ૨૦૦.૦૦ | અમદાવાદ જુના મહાજનવાડા ઉપાશ્રય સંઘ. પૂ. મુનિશ્રી નરચંદ્રવિજયજી તથા મુનિશ્રી વિવેકચંદ્રવિજયના ઉપદેશથી. |
| ૨૦૧.૦૦ | એક સદ્‌ગૃહસ્થ તરફથી હ સાધ્વીશ્રી પદ્માશ્રીજી તથા સા. હેમપ્રભાશ્રીજીના ઉપદેશથી. |
| ૨૦૦.૦૦ | બારડોલી જૈન સંઘ તરફથી પૂ મુનિશ્રી અભયચંદ્ર વિજયજીના ઉપદેશથી. |
| ૨૦૦.૦૦ | કીમ જૈન શ્વે સંઘ તરફથી. |
| ૧૫૦.૦૦ | કીમ શા. નથમલજી ઇંદ્રમલજી |
| ૫૦.૦૦ | કીમ હ. શા નાનુભાઈ |

## ત્રણ ચાતુર્માસ

પ્રાચીન ઇતિહાસ પ્રસિદ્ધ અમદાવાદ (રાજનગર) જૈન પુરી તરીકે પ્રખ્યાત છે તેમા સાબરમતી ઉપનગર આવેલ છે

પ્રાચીન સમયમાં અનેક મહાપુરુષોએ આ ભૂમિને પાવન કરેલ છે તેમ રાજકીય, ઐતિહાસિક દૃષ્ટિએ પણ તેનું સ્થાન મહત્વનુ છે અને આજે તે ગુજરાતના પાટનગરનુ ગૌરવ પામેલ છે.

## સૂરતમાં સાબરમતી સંઘની ચાતુર્માસની વિનંતિ :

પં પૂ. સમયજ્ઞ વ્યવહાર વિચક્ષણ, પ્રશાંત મૂર્તિ પૂજ્યપાદાચાર્ય શ્રી મદ્ વિજય **વિજ્ઞાનસૂરીશ્વરજી** મહારાજના પટ્ટધર ભદ્રમૂર્તિ, પ્રાકૃત વિશારદ પ. પૂ. આ. મ. શ્રી. વિજય**કસ્તૂરસૂરીશ્વરજી** મહારાજશ્રી તથા તેમના વિદ્વાન શિષ્ય વ્યાખ્માન વાચસ્પતિ, પ્રખર વક્તા ઉપા૦ શ્રી ચંદ્રોદય વિજય ગણિવર મ. (હાલ આચાર્ય મહારાજશ્રી)ને કેટલાયે વરસથી સાબરમતી શ્રીસંઘની ચાતુર્માસ કરાવવાની વિનંતિ હતી. પરંતુ કોઈ ભવિતવ્યતાના યોગે તે લાભ સંઘને આપી શક્યા નહોતા છતાં તેમના પ્રયાસો તેમણે ચાલુ રાખ્યા હતા.

પૂજ્યશ્રી સૂરત શહેરમાં અંજન શલાકા મહોત્સવ વગેરે અનેક શાસન પ્રભાવનાના કાર્યો કરી કરાવી વિ. સ. ૨૦૨૫નું ચાતુર્મોસ ભરૂચ વેજલપુર કર્યું હતુ. ત્યા પણ ઉપધાનાદિ અનેક શાસન પ્રભાવના કરી સુરત શ્રીનેમિ-વિજ્ઞાન કસ્તૂરસુરિજ્ઞાન મંદિરમાં ગુરુમૂર્તિ પ્રતિષ્ઠા તેમજ સુરત દેસાઈ પોળ જૈન પેઢિના મેનેજીંગ ટ્રસ્ટી ડાહ્યાભાઈ કીનારીવાલાના દીક્ષા પ્રસંગે પધાર્યા હતા.

ભાવનાથી ભરપૂર સુરત શહેરના ભાવિકો અનેક શાસન પ્રભાવનાનાં કાર્યો કરી રહ્યા હતા શહેરમા વિ. સ. ૨૦૨૬ ના માહ સુદ ૧૦ ના રોજ મુંબઈ ગોડીજી, સાબરમતી, મલાડ વગેરે સંઘો વિનતિ કરવા આવ્યા હતા. દરેક સઘોની વિનંતિ થતા. વિચાર વિનિમય કરી ક્ષેત્ર સ્પર્શના એ અતિઆગ્રહ અને લાભાલાભ જોઈ સાબરમતી સઘની ચાતુર્માસ વિનતિ સ્વીકારાઈ હતી.

## સૂરતમાં ગુરુમૂર્તિ પ્રતિષ્ઠા અને સાબરમતી ચાતુર્માસ માટે પ્રયાણ

સુરત શ્રીનેમિવિજ્ઞાન કસ્તૂરસુરિજ્ઞાનમંદિર ગોપીપુરા મેઇનરોડ ઉપર વિશાળ તૈયાર કરાવેલ છે તે જ્ઞાન મંદિરમા પ. પૂ ગુરુદેવ શાસન સમ્રાટ્ શ્રી **વિજય નેમિસૂરીશ્વરજી** મ. તથા પ પૂ. આ મ. શ્રી વિજય **વિજ્ઞાન સૂરીશ્વરજી** મ ની ગુરુમૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ માહ સુદ ૧૪ થી માહ વ૦ ૭ સુધી શ્રી શાંતિસ્નાત્રાદિ સહિત થયો હતો તેમજ તેમના શિષ્ય પ્રશિષ્યોના

રચિત ગ્રંથોનું પ્રદર્શન, રંગોળી રચના તેમજ નૂતન મુનિશ્રી કુશલચંદ્ર વિજયજીની વડીદીક્ષા મહાવદ ૫ ના, તેમ મહા વદ. ૭ ના. ગુરુમૂર્તિ પ્રતિષ્ઠા કરી ફાગણ સુદ ૨ ના રોજ અમદાવાદ તરફ પ્રયાણ કર્યું હતું.

## વિહારમાં અનેક શાસન પ્રભાવનાનાં કાર્યો

વિહારમા સાયણ, કીમ, કોસંબા અંકલેશ્વર વગેરે ગામોમા અનેક કાર્યો કરી. **ભરૂચમાં** નૂતન સાધ્વી શ્રીમેરૂશીલાશ્રીની વડી દીક્ષા કરાઈ હતી.

**પાલેજમાં** ચારદિવસના રોકાણ દરમ્યાન દેવદ્રવ્યનું રૂણ રૂપીયા વીસ હજારનુ હતુ તે અંગે રૂ. ૨૫૦–ની કાયમી તિથિઓ કરાવી દેવદ્રવ્યના ઋણમાંથી શ્રી સંઘને રૂણમુક્ત કર્યો હતો.

**ખંભાતમા** ચૈત્ર સુદ ૨ના રોજ પ્રવેશ કર્યો હતો. ચૈત્રીઓળીની આરાધના, પ. પૂ. આ. મ. શ્રી વિજ્ઞાન સૂરીશ્વરજી મહારાજશ્રીની ગુણાનુવાદ સભા, જન્તુ જીનની આરાધના, મુનિશ્રી. પ્રદીપચંદ્ર વિ જી ના વરસી તપના પારણા નિમિતે શ્રી સિદ્ધગિરિની રચના ને નવાણું અભિષેકની પૂજા, ગુરુમૂર્તિ પ્રવેશ વરઘોડો, તેમજ ચીમનલાલ ખુશાલદાસની પુત્રી રેણુકા બેનની વૈ સુ ૧૦ની દીક્ષા, શ્રીસિદ્ધચક્ર પૂજન વગેરે અનેક પ્રભાવનાનાં કાર્યો કરાવ્યા હતા

## અમદાવાદ દશાપોરવાડ સોસાયટીમાં પ્રતિષ્ઠા મહોત્સવ

દશાપોરવાડ સોસાયટીના દેરાસરમા બે નૂતન દેવકુલિકા તૈયાર કરાઈ હતી તેમાં મૂર્તિપ્રતિષ્ઠા અંગે વિનતિ થતા ખંભાતથી વિહાર કરી વૈશાખ વદ ૧૦ ના રોજ ત્યા પ્રવેશ કર્યો હતો.

જેઠ સુદ ૭ ના રોજ પ્રતિષ્ઠા હોવાથી વૈ વ ૧૪ થી જેઠ સુદ ૭ સુધી શ્રીશાતિસ્નાત્રાદિ સહિત મહોત્સવ ઉજવાયો હતો દેવદ્રવ્યની ઉપજ લગભગ રૂ ૧।। લાખની થઈ હતી. શ્રીસંઘનો અદમ્ય ઉલ્લાસ ઉત્સાહ હતો

## સ્વ. આ મ. શ્રી ઉદય સૂરીશ્વરજી મ.ની ગુણાનુવાદ સભા તથા શ્રીસિદ્ધચક્રપૂજન

ભાવનગર બંદરે વયોવૃદ્ધ પ પૂ. આ મ શ્રી ઉદયસૂરીશ્વરજી મ. વૈ. વ. ૧૧નાં રોજ કાળધર્મ પામતા જેઠ સુદ ૧૦ રોજ દશાપોરવાડ સોસાયટી

માં શ્રીસિદ્ધચક્રપૂજન. તેમજ પ્રકાશ હાઈસ્કૂલ રીલીફરોડ ઉપર શહેરમાં ગુણાનુવાદ સભા યોજાઈ હતી.

## અમદાવાદ ઉસ્માનપુરામાં સ્વર્ગારોહણ નિમિત્તે શાંતિસ્નાત્રાદિ મહોત્સવ

ઉસ્માનપુરામાં પૂ. સ્વ. આ. મ. શ્રી. ઉદય સૂરીશ્વરજી મહારાજશ્રીનો ઘણો જ ઉપકાર હોવાથી તે નિમિત્તે જેઠ સુદ ૧૧ થી જેઠ વદી ૫ સુધી શાંતી સ્નાત્ર, શ્રી સિદ્ધ ચક્રપૂજન આદિ મહોત્સવ થયો હતો તેમજ ગુરુમંદિર બનાવવાનો પણ નિર્ણય કરાયેલ હતો.

## સાબરમતીમાં ચાતુર્માસ પ્રવેશ

૫ પૂ આ. મ. શ્રી વિજય કસ્તૂર સૂરીશ્વરજી. મ. તથા તેમના વિદ્વાન શિષ્ય પ્રખર વક્તા ઉપા શ્રી ચંદ્રોદય વિજય ગણિવર મ. (હાલ આચાર્ય મહારાજશ્રી', પૂ. ગણિવર શ્રીઅશોકચંદ્ર વિજયજી મ, પ્રવર્તક શ્રીવિજયચંદ્ર વિજયજી મ આદિ વિશાલ પરિવાર સાથે જેઠ વદ ૭ રોજ સાબરમતીમા પ્રવેશ કર્યો હતો. ધર્મનગરથી સામૈયું થવાના સમાચાર સાબરમતી રામનગરમાં ફેલાતાં ઘણા વરસોની ઈચ્છા પાર પડતા અનેરો આનંદ ફેલાયો હતો અને ભવ્ય સામૈયુ થયુ હતુ અનેક ગહુલીઓ થઈ હતી. પ્રવેશ ઉત્સાહપૂર્વક થયો હતો.

## સાબરમતીમાં ચાતુર્માસની વિવિધ આરાધના

* દરરોજના ચાતુર્માસ વ્યાખ્યાનમા ધર્મરત્ન પ્રકરણ અને નર્મદાસુંદરી ચરિત્ર વંચાવવાનું શરૂ કર્યું હતુ ઉપરાંત દરરવિવારે અનેક વિધ વિષયો ઉપર બપોરના જાહેર વ્યાખ્યાનો ચાલતા હતા
* શ્રીઅરિહંતપદજીની આરાધના જાપપૂર્વકની કરાઈ તેમાં ૧૮૦૦ થી ૨૦૦૦ આરાધકોએ લાભ લીધો હતો
* દીપક એકાસણા ઠામચૌવિહાર એકજ દ્રવ્યના કરાવ્યા તે આરાધનામા ૧૫૦૦ આરાધકો જોડાયા હતા

* વીશસ્થાનકની સામુદાયિક આરાધના એક દિવસ ઉપવાસથી કરાવતાં ૧૨૦૦ ભાવિકો જોડાયા હતા

* સ્વસ્તિકતપ, શ્રીસીદ્ધગિરિના અઠ્ઠમ વગેરે અનેક વિધ આરાધના બહુ જ ઉલ્લાસ ને ઉમંગપૂર્વક કરાઇ હતી.

## ૫ પૂ. ગુરુદેવ આ. મ શ્રી ઉદયસૂરીશ્વરજી મ.નો સ્વર્ગારોહણ નિમિત્તે મહોત્સવ

સ્વ ગુરૂ દેવનો સાબરમતી સંઘ ઉપર અસીમ ઉપકાર હતો તેમના સ્વર્ગારોહણ નિમિત્તે આષાડ વદ ૧૪થી શ્રાવણ સુદ ૬ સુધી શાંતિસ્નાત્રાદિ મહોત્સવ, કુંભસ્થાપના, નવગ્રહપૂજન. વરઘોડો વગેરે પ. પૂ. આ. મ. શ્રી. વિજય નન્દન સૂરીશ્વરજી મ. પ. પૂ. આ. મ. શ્રી વિજય કસ્તૂરસૂરીશ્વરજી મ. પ. પૂ. આ. મ શ્રી વિજય યશોભદ્ર સૂરીશ્વરજી મ પ. પૂ. આ. મ. શ્રી વિજય દેવ સૂરીશ્વરજી મ. આદિ વિશાળ મુનિ મંડલની નિશ્રામાં બહુ જ ઉત્સાહપૂર્વક થયા હતા.

સ્વર્ગસ્થના જીવનને સ્પર્શતી રચનાઓ હાલતી ચાલતી રચનાઓ સુંદર રીતે યોજાઈ હતી તેનું ઉદ્ઘાટન અમદાવાદ કોર્પોરેશનના મેયર શ્રીનરોત્તમભાઈ ઝવેરીના શુભ હસ્તે કરાયેલ હતુ

તેમજ ગુજરાત રાજયના રાજ્યપાલ શ્રી શ્રીમન્નારાયણ તથા તેમના ધર્મપત્ની મદાલસા બહેન એક દિવસ ભાવનામાં આવ્યા હતા ૧ાા થી ૨ કલાક ભાવનામા રસ લીધો હતો આ બંને જણાએ સુંદર વકતવ્ય કર્યું હતુ.

મહોત્સવ અંગે દરરોજ સુંદર અંગ રચના ને ભાવનામા શાંતિલાલ બી શાહ સુંદર રમઝટ જમાવતા હતા

મહોત્સવ દરમ્યાન શ્રીસંઘે ગુરુદેવના ઉપકારની સ્મૃતિનિમિત્તે ગુરુમંદિર બનાવવાનો નિર્ણય કર્યો હતો.

## ગુરૂમંદિરનું ખાતમુહૂર્ત અને શિલારોપણ

ગુરુમંદિરનુ ખાતમુહૂર્ત શ્રાવણ સુદ ૩ ના રોજ કરાયુ હતુ અને શ્રાવણ સુદ ૧૦ ના રોજ શિલારોપણ કરાયુ હતું.

## પર્યુષણ પર્વની વિવિધ આરાધના અને ફાળાઓ

* આયંબીલ ખાતા અંગે રૂ. ૧૫૦૦૦ લગભગ ફાળો.
* દેરાસરજીના જીર્ણોદ્ધાર માટે જુદા જુદા ગામોમા આપવા રૂ ૧૦૦૦૦ મંજુર કરાયા
* સ્વપ્નાનીઉપજ, પાંજરાપોળ, ઉપાશ્રયો, જીવદયા, રેલરાહત, અનુકંપા વગેરે માટે અનેક ફાળા થયા હતા.
* અનેક વિધ તપસ્યાઓ થઈ હતી.

| માસખમણ | સોળઉપવાસ | દસઉપવાસ | સિદ્ધિતપ | અઠ્ઠાઈ | અઠ્ઠમ |
|---|---|---|---|---|---|
| ૨ | ૯ | ૨૧ | ૨ | ૧૬૮ | ૩૫૦ |

ચોસઠપ્હોરી પૌષધ વગેરે અનેકવિધ નાની મોટી તપસ્યા થઈ હતી.
૨૦૦

* ચોસઠપદોરી કરનાર ૨૦૦ જણાને કામળ તેમજ રોકડ રૂપિયાની પ્રભાવના થઈ હતી
* પાલેજવાલા શાહ ચુનીલાલ તલકચંદભાઈને શ્રી ઉપધાન તપ કરાવવાનો આદેશ અપાયો હતો,

## છપ્પન્ન દિક્કુમારિકા મહોત્સવ

સાબરમતી અર્બુદગિરિ સોસાયટીમા ચાતુર્માસ રહેલ સાધ્વીશ્રી સુવર્ણપ્રભાશ્રી જી મ. ના માસખમણ નિમિત્તે ભાદરવા સુદ ૧૩ થી ભાદરવા–વદ ૧ સુધી મહોત્સવ થયો હતો તે પ્રસગે ૫૬ દિક્કુમારિકા મહોત્સવ ઉજવાયો હતો તે પ્રસગે અમદાવાદ પાંજરાપોળનુ મંડળ આવેલ ને આબેહુબ સૌને આશ્ચર્ય ઉપજાવે તેવો દિક્કુમારિકા મહોત્સવ ઉજવાયો હતો ને ૫૦૦૦

માણુસોએ સવારના ૧૧ થી ૪ સુધી સ્થિર ચિત્તે જોયો હતો જે જીંદગીમાં યાદ રહે તેવો બનેલ હતો ને સાધર્મિક વાત્સલ્ય યોજાયું હતું.

## સ્વ. આ. મ.શ્રી કીર્તિસાગરસૂરિજી

મહારાજશ્રી ના સ્વર્ગારોહણ નિમિત્તે મહોત્સવ આસો સુદ ૨ થી આસો સુદ ૧૫ સુધી ઉજવાયો હતો

## મરકતી મારકીટમાં શ્રીસિદ્ધચક્ર પૂજન

મુનિશ્રી પ્રદીપચંદ્ર વિજય મ. તથા મુનિ શ્રી કુશલચંદ્રવિજયજી મરકતી મારકીટ પર્યુષણ કરાવવા ગયા હતા તે દરમ્યાન મુ શ્રી પ્રદીપચંદ્રવિજયજી એ અઠ્ઠાઇ કરી હતી તે નિમિતે શ્રી સિદ્ધચક્ર પૂજન રાખેલ હતું રૂ ૪૦૦૦ લગભગની જીવદયાની ટીપ થઈ હતી.

અર્બુદગિરિ સોસાયટી અને પદ્મનગર સોસાયટીમ તેમજ આજુબાજુ ઘણી જ જૈનોની વસ્તી વધતી જતી હોવાથી બ ને સોસાયટીમા એક દેરાસર બધાવવાનો નિર્ણય થયો હતો તેને અગે જમીન લેવા માટે યોગ્ય કાર્યવાહી કરી જમીન લેવાઈ હતી તેમ તે અગે પૂજ્યશ્રીના ઉપદેશથી સાધારણ ખાતાનો એક ફાળો થયો હતો

## શ્રીઉપધાન તપ આરાધના

આસો સુદ ૧૧ થી ઉપધાનતપની આરાધના શા ચુનીલાલ તલકચંદ પાલેજવાલા તરફથી શરૂ થઈ હતી

તેમા ૪૮૧ આરાધકો જોડાયા હતા ૧૫ વરસની અંદરના ૭૫ આરાધકો, ૨૯૫ માળવાળા હતા.

ઉપધાનતપમા તમામ લાભ પોતે જ લીધો હતો.

ઉપધાન તપ આરાધકોએ સામુદાયિક પ્રભાવનાની ટીપ રૂ ૫૭૦૦૦ ઉપરાંત કરી હતી ચાદીની રકાબી અને વાડકીની તેમજ બીજી નાની મોટી અનેક પ્રભાવના થઈ હતી.

ઉપધાન તપમાં માલનાં ઘીની ઉપજ રૂ. ૩૭૭૦૦૦ લગભગ થઈ હતી ઘીની ઉપજમાંથી ચાંદીનો રથ અને નવા દેરાસર બનાવવાનો નિર્ણય કરાયો હતો રૂ ૨૫૦૦૦ લગભગ બહારના દેરાસરોના જીર્ણોદ્ધારમાં વાપરવાના મન્જુર કરાયા હતા.

## ચાતુર્માસ પરિવર્તન

આચાર્ય મહારાજાદિ સહિત સર્વે મુનિઓનું ચાતુર્માસ પરિવર્તન ઉપધાન વહન કરાવનાર શા. ચુનીલાલ તલકચંદ પાલેજવાલાને ત્યાં કરાયું હતુ. ને વરસોડાની ચાલીના જ્ઞાનમંદિરમાં સિદ્ધગિરિનો પટ્ટ જુહાર્યો હતો.

## ઉપધાનતપમાલારોપણ તથા ગણિપદારોપણ મહોત્સવ

* ઉપધાન તપની માળારોપણ માગશરશુદ ૩ ના રોજ રખાઈ હતી તો તે નિમિત્તે શાંતિ સ્નાત્રાદિ મહોત્સવ, ઉપધાનની માલનો વરઘોડો, અને આરાધકો તરફથી ૨૩ છોડનુ ઉજમણું થયું હતુ.
* કારતકવદ ૧૨ થી માગશરસુદ ૩ સુધી મહોત્સવ ઉત્સાહપૂર્વક ઉજવાયો હતો. ૨૯૫ આરાધકોને માળારોપણ થયુ હતું.
* અમદાવાદ શહેરના ૧૨૫ લગભગ ઉપાશ્રયના સાધુ સાધ્વીઓની ઊનના પેકેટ વ્હોરાવી ભક્તિ કરાઈ હતી.
* પ પૂ. પ્રવર્તક શ્રીવિજયચંદ્ર વિજય મહારાજશ્રીને શ્રી ભગવતી સૂત્રના યોગોદ્વહન ચાલતા હોવાથી શ્રીસંઘે ગણિપદારોપણ મહોત્સવ કા. વ. ૧૧ ના રોજ ઉજવ્યો હતો તે પ્રસંગે પ. પૂ. આ. મ. શ્રી નન્દનસૂરિશ્વરજી મહારાજશ્રી તથા આ મ. શ્રી યશોભદ્રસૂરીશ્વરજી પ. પૂ. આ મ. શ્રી વિ દેવસૂરીશ્વરજી મ. આદિ વિશાળ સમુદાયની હાજરી હતી.

## પ. પૂ. આચાર્ય મહારાજશ્રીના ૭૧માં જન્મદિન પ્રસંગે ભેટપુસ્તકની યોજના

પોષવદ ૧ના રોજ આચાર્યદેવશ્રીમાનનો ૭૧ મો જન્મદિન હોવા ઉપરાત ૫૧ વરસની સંયમ સાધના નિમિત્તે શ્રી સંઘ તરફથી આંગીપૂજા રાખી

હતી તેમજ ભારતભરની યુનીવરસીટીઓ, કોલેજો, પ્રોફેસરો, પુસ્તકાલયો, જ્ઞાનભડારો મુનીમહારાજશ્રી વગેરેને તેઓ શ્રીએ રચિત, પ્રકાશિત, ગ્રથોના સેટ ભેટ આપવાની યોજના કરાઈ હતી તે અંગે ૩ થી ૪ હજાર પુસ્તકો ૨૫૦ ઉપરાત વિદ્વાનોને ભેટ મોકલવાનું નક્કી થયુ હતુ. ને તે અગે સારી રકમ નો ફાળો થયો હતો.

## સેરીસા, પાનસરનો છરી પાળતો સંઘ

શ્રી સેરીસા તીર્થનો મહીમા અપૂર્વ છે પોસ દશમીના અઠ્ઠમની આરાધના કરાવવા જવાતું થતા ત્યાં માગશર વદ ૮–૯–૧૦ના અઠ્ઠમમાં મુનિઓ સહિત ૨૫૦ લગભગ અઠ્ઠમની આરાધના બહુ જ ઉત્સાહ ને ઉમંગપૂર્વક કરાઈ હતી અને ત્યાંથી આરાધકોનો સઘ છરી પાળતો કલોલ થઈ પાનસર ગયો હતો. કલોલમાં શા. રમણલાલ સકરચદ તથા બાબુભાઈ સોમચદ તરફથી સઘનુ સામૈયું ને સ્વામિ વાત્સલ્ય થયુ હતુ. પાનસરમાં પણ સામુદાયિક ભક્તિ ૮–૧૦ જણા તરફથી કરાઈ હતી

## આઠ મુમુક્ષુઓનો ભવ્ય દીક્ષા મહોત્સવ

સેરીસા પાનસર યાત્રા કરી સાબરમતી આવી ગયા બાદ મહાસુદ. ૫. ના ૮–મુમુક્ષુ ભાઈ બેનોની દીક્ષા પ્રદાન થયું હતું.

તે અભૂતપૂર્વ પ્રસગ નજરે જોનાર અનુમોદના કરી જાય તેવો થયો હતો ને હજારોની મેદની સમક્ષ પ્રવ્રજ્યા અપાઈ હતી.

દીક્ષાવિધિ હાઇસ્કુલના વિશાળ કમ્પાઉન્ડમાં પ. પૂ. આ મ. શ્રી વિજયકસ્તૂર સૂરીશ્વરજી મ. તથા પ. પૂ આ. મ. શ્રી યશોદેવસૂરીશ્વરજી મ. ને વિશાળ સાધુસાધ્વી સમુદાયની હાજરી વચ્ચે થઈ હતી.

દીક્ષાપ્રસગે પોષ વ૦ ૧૨ થી માહ સુદ ૫ સુધી શાતિસ્નાત્રાદિ મહોત્સવ ઉજવાયો.

## ચાતુર્માસની ફળ શ્રુતિ

શ્રી સાબરમતી સંઘની સાત વરસની અથાગ મહેનતે થયેલ વિનતિ પછી આ ફળશ્રુતિ સદા માટે યાદગાર બની છે તેની સ્મૃતિ અર્થે શ્રી

સંઘ તરફથી રૂા. ૫૦૦૦) અભિધાન ચિંતામણિ ગ્રંથની બીજી આવૃત્તિ છાપવા માટે અર્પણ કરવામા આવ્યા છે.

સાબરમતીથી વિહાર કરી વિ. સં. ૨૦૨૭નુ ચાતુર્માસ અમદાવાદ ઉસ્માનપુરા કરાયું અને વિ. સ. ૨૦૨૮નુ ચાતુર્માસ સુરેન્દ્રનગર કરાયુ તે દરમ્યાન ગ્રથ છપાઇ તૈયાર થઈ જવા આવેલ.

તેમજ ગુરૂમદિર પણ તૈયાર થવા આવેલ જેથી પ પૂ. આચાર્યદેવ શ્રીમાન્ આદિ અમદાવાદ આવવાના સમાચાર મળતા ગુરૂમૂર્તિ પ્રતિષ્ઠા કરવા નિર્ણય કરાયો હતો.

## ગુરુ મૂર્તિપ્રતિષ્ઠા અને પંન્યાસપદારોપણ

પ પૂ. આચાર્યદેવશ્રીમાન સુરેન્દ્રનગરમા વિ. સં. ૨૦૨૮નુ ચાતુર્માસ બહુ જ ઉત્સાહને ઉમગપૂર્વક પૂર્ણ કરી શાસન સમ્રાટ્ શતાબ્દી મહોત્સવ તેમજ પ. પૂ ઉપાધ્યાયજી મહારાજશ્રીનો આચાર્ય પદારોપણ મહોત્સવ તેમજ અનેક વિધ શાસન પ્રભાવનાના કાર્યો કરી કરાવી અમદાવાદ કૃષ્ણનગરના કીર્તિકુમારની દીક્ષા નિમિત્તે પો. વ -૩ ના વિહાર કરી અનેક ગામોમા શાસન પ્રભાવના કરી આવી રહ્યા હતા તો ગુરુમૂર્તિપ્રતિષ્ઠા કરવા અગે વિહારમા વિનતિ કરાઈ અને સાબરમતીમા માહ સુદ ૨ ના રોજ બને આચાર્યદેવશ્રી સપરિવાર ને શ્રીસઘે ઉત્સાહ ને ઉમગપૂર્વકના સામૈયા સાથે પ્રવેશ કરાવ્યો હતો ગુરૂમૂર્તિ પ્રતિષ્ઠા માહ સુદ ૧૩ ના રોજ કરવાનું નક્કી થતા તે અંગે માહ સુદ ૨ થી શાતિસ્નાત્રાદિ મહોત્સવ બહુ જ ઉલ્લાસપૂર્વક ઉજવાયો હતો.

## પંન્યાસ પદારોપણ

મહોત્સવ દરમ્યાન માહ સુદ ૧૧ ના રોજ પ પૂ આચાર્ય દેવશ્રી ચદ્રોદયસૂરીશ્વરજીના શિષ્ય ગણિપ્રવરશ્રી વિજયચદ્રવિજયજી તથા પ. પૂ. આ. મ. શ્રી કસ્તૂરસૂરીશ્વરજી મ.ના શિષ્ય ગણિપ્રવર અશોકચદ્રવિજયજી મહારાજશ્રીનું પન્યાસપદારોપણ બહુ જ ઉત્સાહપૂર્વક થયું હતુ.

તે પ્રસંગે અનેક સંઘોની હાજરી હતી અને પ્રશસ્ય ઉલ્લાસ હતો.

## ગુરુમૂર્તિ પ્રતિષ્ઠા

માહ સુદ ૧૩ ના રોજ ગુરૂમૂર્તિ પ્રતિષ્ઠાની ઉછામણી બોલી વરસોડાવાળા શા પોપટલાલ મગનલાલે લાભ લીધો હતો તેમજ કળશ–ધ્વજાદંડ દ્વારોદ્ઘાટન વગેરેની પણ બહુ જ સારી ઉછામણી થઈ હતી અને શ્રીસંઘમાં ઘરદીઠ લાડુ મૈસુર વગેરેથી ભક્તિ કરાઈ હતી

ગુરુમૂર્તિ પ્રતિષ્ઠા બાદ પૂજ્ય આચાર્ય ભગવંતાદિ અમદાવાદ–સૈજપુર–કૃષ્ણનગર મુમુક્ષુ કીર્તિકુમારની મહાવદ–૭ ના દીક્ષા પ્રદાન પ્રસંગે પધાર્યા અભૂતપર્વ રીતે તે પ્રસંગની પૂર્તિ બાદ ત્વદિક્ષિત મુનિશ્રી કૈલાસચંદ્ર વિજયજી મ. આદિ મુનિમંડળ સહિત અમદાવાદ પાંજરાપોળ શેઠ. હઠીસિંગ કેશરીસિગ ઉપાશ્રયે પધાર્યા અને અતિ આગ્રહ ભરી વિનતિ થી. પૂજ્યશ્રીનુ વિ. સ. ૨૦૨૯નું ચાતુર્માસ પાંજરાપોળ કરવા નક્કી થયું.

આમ વિ. સં. ૨૦૨૬–૨૦૨૭–૨૦૨૮ ના ત્રણ ચાતુર્માસની ફળશ્રુતિનો અલ્પાંશ રજુ કરી અનુમોદનાના પુણ્ય હાંસલ કરવા પુરુષાર્થ કર્યો છે.

લી.

પ્રકાશક

जगद्गुरु शासनसम्राट् सूरिचक्रचक्रवर्ति प्रौढप्रभावशालि
भट्टारक आचार्य देव



श्रीमान् विजयनेमिसूरीश्वरजी महाराज
जन्म संवत १९२९ कारतक सुद १ महुवा—दीक्षा संवत १९४५
आचार्यपद १९६४ स्वर्गवास २००५ आसो वद ०)) महुवा

શાન્તમૂર્તિ વાત્સલ્યવારિધિ સમયજ્ઞ આચાર્યદેવ



શ્રીમાન વિજયવિજ્ઞાનસૂરીશ્વરજી મહારાજ

જન્મ સંવત ૧૯૪૩ પાટણ - દીક્ષા સંવત ૧૯૬૨

આચાર્યપદ ૧૯૯૧- સ્વર્ગવાસ ૨૦૨૨ ચૈત્ર સુદ ૧૦ ખંભાત

## समर्पणम् —

श्रीमत् 'तपा' गणगगनाङ्गणगगनमणि—शासन सम्राट् सूरि-
चक्र चक्रवर्ति—प्रतिबोधितानेकभूपति—अखण्ड ब्रह्मतेजो-
मूर्ति—श्रीकदम्बगिरि प्रमुख प्रभूत तीर्थोद्धारक—भट्टार-
काचार्य महाराज श्री विजय नेमिसूरीश्वर—पट्टा-
लङ्काराणा समयज्ञ—शान्तमूर्ति—बालब्रह्मचारि-
परमोपकारि — पूज्यपाद — गुरुवर्याचार्य
महाराज श्री विजयविज्ञानसूरीश्वराणा
सच्चरण — करण — शील — शालि-
सुकोमलकर पङ्कजेभ्यः
सादरं समर्पयति

इदमभिधान चिन्तामणि कोशरत्नम्
गुरुगुण सौरभ मधुलिट्
विजय कस्तूर सूरिः

परमपूज्य प्राकृतविशारद सिद्धान्तमहोदधि आचार्यदेव

श्री विजयकस्तूरसूरीश्वरजी महाराज



जन्म वि. सं. १९५७ पोष वद २ अमदावाद
दीक्षा वि. सं. १९७६ फागण वद ३ मेवाड
आचार्यपद वि. सं. २००१ फागण सुद ८ बुरानपुर

# પ્રસ્તાવના

## પૂજ્ય શ્રીહેમચંદ્રાચાર્યનો પ્રસાદ

"शब्द–प्रमाण–साहित्य–छन्दो–लक्ष्म–विधायिनाम् ।
श्रीहेमचन्द्रपादाना प्रसादाय नमो नमः ॥"

નાટ્યદર્પણ–વિવરણમા મહાકવિ રામચન્દ્ર અને ગુણચન્દ્ર

ગૂજરાતના મહાન્ સુપુત્ર, સુપ્રસિદ્ધ સિદ્ધસારસ્વત સૂરિ–શિરોમણિ વિદ્વદ્રત્ન 'કલિકાલ સર્વજ્ઞ' બિરુદથી પ્રખ્યાત આચાર્ય શ્રીહેમચન્દ્રે ગુજરાત પર જ નહિ, સમસ્ત જગત્ પર વિવિધ પ્રકારે અનેક ઉપકારો કર્યા છે. ખાસ કરીને ગૂજરાતની કૃતજ્ઞ જનતા તો એમના વિશાલ ઉપકારોનું વિસ્મરણ કરી શકે નહિ વિવિધ વાઙ્મયનુ વિશિષ્ટ વિજ્ઞાન આપનારી એમની અત્યુચ્ચ સુસંસ્કારી સાહિત્ય–સમૃદ્ધિએ વિદ્યાભ્યાસી સાહિત્ય–સેવી સમાજ પર ચિરસ્મરણીય અસાધારણ ઉપકારો કર્યા છે, તેનુ મૂલ્ય આંકી શકાય નહિ, વિશેષત. સાહિત્ય–સમુપાસકો સદા તેમના ઋણી રહેશે, વિવિધ વિદ્યા–વિશારદ વિદ્યા–વ્યાસંગી, નિઃસ્વાર્થ પરોપકાર–પરાયણ સત્કર્તવ્યનિષ્ઠ એ મહાન્ આચાર્યે લોકોપકાર માટે ઉપયોગી વિવિધ સાહિત્યની સુયશસ્વી રચના કરી છે ગુજરાતના વિશાલ સામ્રાજ્યમા અને ઇતર દેશોમા વિદ્વત્તાનો વિકાસ કેવી રીતે થાય ? પ્રજામા વક્તૃત્વશક્તિ અને કવિત્વશક્તિ સુગમતાથી કઈ રીતે ખીલે ? સમાજમા વ્યુત્પત્તિ–વિજ્ઞાન સાથે શુભ સંસ્કારો કેવી રીતે સ્થાપી શકાય ? ગુજરાતનુ વાસ્તવિક ગૌરવ કઈ રીતે થઇ શકે ? એ સર્વનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી ઉદાર–ચરિત એ આચાર્યવર્યે વાઙ્મયના વિવિધ વિષયોનુ અવગાહન કરી–દોહન કરી રચેલી અમૃતમય વિશાલ સાહિત્યસૃષ્ટિ સમાજને સમર્પણ કરી છે

મહાન્ પ્રતાપી ગુર્જરેશ્વર મહારાજા સિદ્ધરાજ જયસિંહે અને કુમારપાલભૂપાલે આવા વિદ્વદ્રત્નની અદ્ભુત યોગ્યતા પીછાણી હતી. તે બન્ને

મહારાજાઓની ભક્તિ-ભરપૂર સાહિત્ય-રચના-પ્રાર્થનાને સૂરીશ્વરે સફલ બનાવી હતી. પરિણામે સિદ્ધહેમચંદ્ર જેવા અષ્ટાધ્યાયમય નવીન શબ્દાનુશાસન (લિંગાનુશાસન, ધાતુપારાયણ, ઉણાદિગણ આદિ સાથે) ની તથા કાવ્યાનુશાસન, છંદોનુશાસન આદિની વિશિષ્ટ સ્વોપજ્ઞ રચના કરી એ સર્વને આવશ્યક વૃત્તિ-વિવરણોથી વિભૂષિત કરી હતી. શબ્દાનુશાસન દ્વારા આપેલા સંસ્કૃત, પ્રાકૃત આદિ પ્રાચીન ષડ્ભાષાના વ્યુત્પત્તિ-વિજ્ઞાનને પ્રયોગો દ્વારા પરિપક્વ કરાવવા સસ્કૃત-પ્રાકૃત દ્વયાશ્રય જેવા વિશિષ્ટ મહાકાવ્યની રચના કરી સ્વોપજ્ઞ સમગ્ર શબ્દાનુશાસનનાં આદિથી અંત સુધીનાં ઉદાહરણોને એ મહાકાવ્યમાં ક્રમશઃ ઉતારી યુક્તિ સંકલિત કર્યાં -ગ્રથ્યા અને એ પ્રયત્ન દ્વારા બીજા કાર્ય તરીકે 'ચૌલુક્ય-વંશ'ને ઇતિહાસમાં અમર કર્યો છે. સોલંકી-પૂર્વજોના ગુર્જરેશ્વર મહારાજા મૂલરાજથી લઈને પોતાના સમકાલીન પૂર્વોક્ત ભક્ત બંને મહારાજા પર્યન્તના-વિશેષતઃ ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહ અને પરમાર્હત કુમારપાલ ભૂપાલના પ્રમાણિક જીવન-ચરિત્રથી પણ આપણને પરિચિત કર્યા છે, તથા ગુજરાતની પ્રાચીન રાજધાની પાટણની સાચી પ્રભુતાથી પણ માહિતગાર બનાવ્યા છે.

પરમાર્હત મહારાજા કુમારપાલની અભ્યર્થનાને અનુસરીને શ્રીહેમચંદ્રાચાર્યે ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત્ર જેવા વિશાલ સંસ્કૃત મહાકાવ્યની રચના કરી હતી. દશપર્વમય જે મહાકાવ્યમાં ૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ બલદેવો, ૯ વાસુદેવો અને ૯ પ્રતિવાસુદેવો જેવા રેખાંકિત-નામાંકિત ૬૩ મહાપુરુષોનાં જીવન-ચરિત્રો સરસ શૈલીથી ગુંથ્યાં છે, તથા તેના પરિશિષ્ટપર્વમાં ભગવાન્ મહાવીરની પટ્ટ-પરંપરામાં વજ્રસ્વામી-પર્યન્ત થઈ ગયેલા આચાર્યોનાં ચરિત્ર રચ્યા છે. સ્વોપજ્ઞ વિવરણવાળા બારપ્રકાશમય યોગશાસ્ત્રની તથા વીશપ્રકાશમય વીતરાગ-સ્તોત્રની રચના પણ એ જ પરમાર્હત મહારાજા કુમારપાલની પ્રાર્થનાને આભારી છે. ગંભીર તત્ત્વ-જ્ઞાનવાળી અયોગ-વ્યવચ્છેદ અને અન્યયોગ-વ્યવચ્છેદ નામની શ્રીવર્ધમાન-

સ્તુતિરૂપ દ્વાત્રિંશિકાઓ, તથા પ્રમાણ-મીમાંસા જેવી બીજી ઉપયોગી તેમની અનેક રચનાઓ પણ વિદ્વજ્જનોમાં માન્ય થયેલી છે.

## શબ્દ-કોશોની રચના

શબ્દ-કોશોના જ્ઞાન વિના વિદ્યાભ્યાસીઓ કે વિદ્વાનો, લેખકો કે વાચકો, કવિઓ કે વ્યાખ્યાતાઓ પ્રગતિ કેવી રીતે કરી શકે? પ્રાચીન વિવિધ વિષયક વાઙ્મય સમજવામાં અને નવીન સાહિત્યની રચના કરવામા પણ શબ્દ-વૈભવની ખાસ અપેક્ષા-આવશ્યકતા જણાઈ આવે છે. મહારાજાઓને-રાજ્ય સંચાલકોને અખૂટ અર્થ-કોશની-ધન-ભંડારની અત્યંત જરૂર જણાય છે, તેમ વ્યુત્પન્ન વિદ્વાનોને, વ્યાખ્યાકારોને, સાહિત્યકારોને, કવિઓને, લેખક-વાચકોને અને વાઙ્મયના કોઈ પણ પ્રદેશમા વિચરનારાને શબ્દાર્થ-ભંડારરૂપ વિપુલ શબ્દ-કોશની અગત્યતા જણાયા વિના રહેતી નથી. એથી સંસ્કૃત સાહિત્યના સમુપાસક ભારતવર્ષના પ્રાચીન અનેક વિદ્વાનોએ એકાર્થ, અનેકાર્થ અનેક સંસ્કૃત શબ્દ-કોશોની રચના કરેલી છે. પૂર્વે થઈ ગયેલા તે કોશકારોના પોતાના સમયમાં-આઠસો વર્ષો પહેલાં પ્રાપ્ત થયેલા કોશોનુ સૂક્ષ્મ અવગાહન કરીને આચાર્યશ્રી હેમચંદ્રે પોતાની સુગમ વિશિષ્ટ શૈલીથી વિશાલ જ્ઞાન આપનારા ચાર કોશોની રચના કરી હતી. (૧) એકાર્થ-અભિધાનચિંતામણિ નામ-માલા, (૨) અનેકાર્થ-સંગ્રહ, (૩) નિઘંટુ-શેષ (વનસ્પતિ-વિષયક) અને (૪) દેશીનામમાલા (દેશી-શબ્દ-સંગ્રહ) એ નામના ચાર કોશોની સરસ સંકલના કરી છે, સ્વોપજ્ઞ વિવરણ સાથેનો છેલ્લો કોશ, દેશ્યપ્રાકૃત શબ્દોનુ વિશિષ્ટ જ્ઞાન આપે તેવો છે અને પૂર્વે જણાવેલા ત્રણે કોશો સંસ્કૃત ભાષા-સાહિત્યમા પ્રાચીન કોશકારો, મહાકવિઓ અને વિદ્વાનોદ્વારા વપરાયેલા

૧. પ્રભાચંદ્રસૂરિએ વિ સં. ૧૩૩૪માં રચેલા સં પ્રભાવક-ચરિતમાં (શ્રીહેમચંદ્રસૂરિ-પ્રબંધમાં) આ કોશોનુ સંસ્મરણ કર્યું છે –

"एकार्थानेकार्था देश्या निर्घण्ट इति च चत्वारः ।
विहिताश्च नामकोशा भुवि (शुचि) कविता-नटयुपाध्यायाः"

વિશાલ શબ્દ સંગ્રહથી ભરપુર છે. શ્રી હેમચંદ્રાચાર્યે શબ્દોના વ્યાપક લિંગ-જ્ઞાન માટે સ્વોપજ્ઞ સ્વતંત્ર નામ-લિંગાનુશાસન વિવરણ સાથે રચ્યું હોવાથી કોશોની રચનામા તે સંબંધમાં તેમણે અન્ય કોશકારની જેમ અન્તર્ગત પ્રયત્ન કર્યો નથી, ખાસ વિશેષ સૂચન કરવા જેવુ જણાયું, ત્યાં ત્યાં પોતાની સ્વોપજ્ઞવૃત્તિમાં તેઓશ્રીએ સ્પષ્ટ સૂચિત કર્યું છે. સ્વોપજ્ઞવૃત્તિમા પૂર્વના કોશકારોનુ સંસ્મરણ કર્યું છે.

અહિં પ્રકાશમા આવતો એમાનો સસ્કૃત કોશ એ (૧) એકાર્થ-**અભિધાન-ચિંતામણિ નામમાલા** નામથી સુપ્રસિદ્ધ છે આચાર્યશ્રીએ ૧૫૪૨ જેટલાં પદ્યોમા તેને (૧) દેવાધિદેવ-કાડ, (૨) દેવ-કાંડ, (૩) મર્ત્ય-કાડ (૪) તિર્યક્-કાંડ, (૫) નારક-કાંડ અને (૬) સામાન્ય-કાંડ એવા ૭ વિભાગોમા વિભક્ત કરેલ છે, જે તે તે નામ પ્રમાણે સંબંધ ધરાવતા શબ્દ-વૈભવથી સુસમૃદ્ધ છે આ કોશ, ચિતામણિ રત્નની જેમ મનો-વાછિત શબ્દાર્થ પૂર્ણ કરે તેવો પ્રભાવક હોઈ તેનુ તેવુ નામ સાર્થક છે વિશેષમા સુજ્ઞ શ્રીહેમચદ્રાચાર્યે આ નામમાલાને દશહજાર શ્લોક-પ્રમાણ સ્વોપજ્ઞવૃત્તિથી વિભૂષિત કરી વ્યુત્પત્તિ-જિજ્ઞાસુ અભ્યાસી વિદ્યાર્થી-ગણ પર અસાધારણ ઉપકાર કર્યો છે આ પ્રસ્તાવના લેખકે આજથી ચાલીશ વર્ષો પહેલા વિ સ ૧૯૬૪ થી ૧૯૭૨ મા વારાણસીમા શ્રીયશોવિજય જૈન સ. પ્રા. પાઠશાળામાં વિદ્યાભ્યાસ કરતા-શ્રીહેમચંદ્રાચાર્યના ગ્રથોનુ અધ્યયન કરતા આ કોશનો પણ યથામતિ અભ્યાસ કર્યો હતો ખાસ કરીને કાશીની શ્રીયશોવિજય-જૈન ગ્રથમાળા તરફથી તે સમયે પ્રકાશિત થતા એ વૃત્તિ-વિવરણવાળા કોશની પ્રાચીન પ્રતિને આધારે પ્રેસ કોપી કરવાની તક તેને સાંપડી હતી (સં. ૧૯૬૮ થી ૧૯૭૦) તથા તેની શેષ-શબ્દ સૂચી ઐ૦ વિશેષનામ-સૂચી, શુદ્ધિપત્રક આદિ બનાવવાની તક પણ સંવત ૧૯૭૩ મા તેને પ્રાપ્ત થઈ હતી બે ભાગમાં પ્રકાશિત એ સ્વોપજ્ઞ વિવરણવાળો કોશ હાલમા મળી શકતો નથી.

**'આચાર્ય શ્રીહેમચંદ્ર'** નો ઐતિહાસિક પ્રમાણિક પરિચય કરાવવા આ લેખકે આજથી ૧૭ વર્ષો પહેલાં પ્રયત્ન કર્યો હતો. તે લેખ વડોદરાથી

પ્રકાશિત થએલા 'સુવાસ' માસિકના સં. ૧૯૯૫ ના શ્રીહેમચંદ્રાચાર્ય-વિશેષાંકમાં, તથા હેમસારસ્વત સત્રના નિબંધ સંગ્રહમાં ગૂજરાતી સાહિત્ય -પરિષદ તરફથી પણ પ્રકાશિત થઈ ગયેલ છે. એથી અહિં તેની પુનરુક્તિ કરીશું નહિ, જિજ્ઞાસુ સજ્જનો ત્યાં જોઈ શકશે. વિ. સં ૧૧૪૫ થી વિ સં. ૧૨૨૯ સુધીના જીવન-કાલમાં, વિ. સં ૧૧૬૬ માં સૂરિપદે પ્રતિષ્ઠિત થયેલા આચાર્ય શ્રીહેમચંદ્રે સાહિત્ય સેવા, ધર્મ-સેવા, સમાજ સેવા અને દેશ-સેવાનાં જે ઉત્તમોત્તમ કર્તવ્યો બજાવ્યાં છે, તેનું વર્ણન અહિં અશક્ય છે. તે માટેના પ્રમાણિક સાધનોનું દિગ્દર્શન ઉપર્યુક્ત લેખમાંથી મળી રહેશે.

## કોશ રચના સમય

અભિધાન-ચિંતામણિ નામમાલા નામના પ્રસ્તુત કોશની રચના; શ્રીહેમચંદ્રાચાર્યે મહારાજા કુમારપાલના રાજ્ય સમયમાં કરેલી જણાઈ આવે છે, ખાસ કરીને તે ધર્માત્મા રાજર્ષિ **પરમાર્હત**-પરમજૈન તરીકે પ્રસિદ્ધ થયા, તે સમયમાં થઈ હોય તેમ આ કોશમાં (કાંડ ૩, શ્લો૦ ૩૭૬-૩૭૭) સૂચન મળે છે. ત્યાં કુમારપાલના વિશેષણો-નામોદ્વારા તેનો જે પરિચય કરાવ્યો છે, તે પરથી જણાય છે:

**"कुमारपालश्चौलुक्यो, राजर्षिः परमार्हतः ।**
**मृतस्वमोक्ता धर्मात्मा, मारि-व्यसन-वारकः ॥"**
-આ આવૃત્તિમાં પૃ. ૧૯૬, શ્લો ૭૧૨-૭૧૩.

વિ. સં. ૧૧૫૦થી ૧૧૯૯ સુધી સિદ્ધરાજ જયસિંહે ગુજરાત પર રાજ્ય કર્યા પછી વિ સં ૧૧૯૯થી વિ સં. ૧૨૩૦ સુધી મહારાજા કુમારપાલે ગુજરાત આદિ અનેક દેશો પર શાસન-સામ્રાજ્ય કર્યું હતું. તેમ તેમના સંબંધમાં રચાયેલા અનેક ગ્રંથોદ્વારા જાણી શકાય છે. વિક્રમ-સંવત્ ૧૨૧૬ માં તે મહારાજાએ પરમાર્હત પરમજૈન સુશ્રાવક તરીકેનાં વ્રતો સ્વીકાર્યાં હતાં, એટલું જ નહિ, 'यथा राजा तथा प्रजा' એ નિયમ પ્રજાને પણ અહિંસા-લક્ષણ ધર્મની અનુરાગી બનાવી અસાધારણ ઉચ્ચ

કર્તવ્ય બજાવ્યું હતુ–એવા ઉલ્લેખો મળે છે. આચાર્ય શ્રીહેમચંદ્રે ત્રિ૦ શ૦ પુ૦ ચરિત્રના બારમા સર્ગમાં ભગવાન્ મહાવીરની ભવિષ્યવાણીના રૂપમાં તેનો તેવો પરિચય કરાવ્યો છે તથા તેની અંતિમ પ્રશસ્તિમાં સૂચન કર્યું છે, તેમજ તેની તેવી જીવન–ચર્યાનું વર્ણન પ્રાકૃતદ્વ્યાશ્રય મહાકાવ્યમાં–કુમારપાલ–ચરિતમા પણ તેઓએ કર્યું છે, એ જ સમયમાં મારિવારક ધર્માત્મા આ મહારાજાએ પોતાના આદર્શ વિશાલ સામ્રાજ્યમા પ્રાણિવધ ન થાય તે માટે અમારિ–અહિંસાની પ્રશંસનીય અનુકરણીય ઉદ્‌ઘોષણા કરાવી હતી તથા વ્યસન–વારક એ રાજર્ષિએ શિકાર, જુગાર, મદિરા જેવાં દુર્વ્યસનોને અટકાવ્યાં હતા અને પુત્ર વિના મૃત્યુ પામનારનુ જે ધન પ્રાચીન સમયથી રાજ–ગ્રાહ્ય થતું હતું, તે પણ તેણે તજ્યું હતું. તેથી તેને મૃત સ્વ-મોક્તા' નામથી ઓળખાવેલ છે. ઉપર્યુક્ત શ્લોકમા આચાર્યશ્રીએ તેના યથાર્થ નામો–વિશેષણો દ્વારા તેનું સંક્ષેપમા સૂચન કર્યું છે. તે સર્વ સ્તુત્ય ઘટના પાછળ આ કોશકાર ધર્માચાર્ય શ્રીહેમચંદ્રાચાર્યના પવિત્ર અમોઘ ધર્મોપદેશનો પ્રબલ પ્રભાવ હતો–તેમ તેમના અન્તર્ગત સૂચનોથી–ઉલ્લેખોથી, તથા બીજા સમકાલીન અને પશ્ચાત્કાલીન અનેક આધારભૂત ગ્રંથો સાધનોથી જણાય છે તે સંબંધમા આચાર્યશ્રી સ્વયં સ્વશ્લાઘાકર વિશેષ વચન ન ઉચ્ચારે એ સ્વાભાવિક છે આ અભિધાન–ચિંતામણિ–કોશની સ્વોપજ્ઞ વૃત્તિના પ્રારંભમા તેઓએ તેવા આશયનુ સહજ સૂચન કર્યું છે કે–

"श्रेयोऽर्थमयमारम्भ किं तत्रात्म-विकत्थनैः? ।
परात्म-निन्दा-स्तोत्रे हि, नाद्रियन्ते मनीषिण' ॥

ભાવાર્થ –આ આરંભ, શ્રેયને માટે કરવામા આવે છે, તેમા આત્મ-પ્રશંસા કરવાથી શુ ? મનીષી સુજ્ઞ સજ્જનો પર–નિંદા અને આત્મસ્તોત્ર (પ્રશંસા)મા આદર કરતા નથી

તેમના સમકાલીન મહારાજા અજયપાલના મંત્રીશ્વર મહાકવિ યશઃપાલે વિ સં ૧૨૩૧–૩૨ લગભગમા રચેલા મોહરાજ–પરાજય નાટક (ગા. ઓ. સિ. નં. ૯) માં તથા સોમપ્રભાચાર્યે વિ સં ૧૨૪૧મા પાટણમા

રચેલા પ્રા. કુમારપાલ-પ્રતિબોધ (પ્રબંધચિંતામણિ અને અન્યત્ર કુમારપાલ-ચરિત્ર-પ્રબંધ આદિમાં એ ઘટનાઓનું સમર્થન કર્યું છે. પરમાર્હત મહા-રાજા કુમારપાલે પાટણમાં રચાવેલ 'કુમાર-વિહાર' નામના અદ્ભુત જિનમંદિરનુ અને ત્યાં થતા ભક્તિ-ભરપૂર પૂજન-મહોત્સવોનુ સરસ વર્ણન શ્રીહેમચંદ્રાચાર્યના પટ્ટધર **પ્રબંધશતકાર** મહાકવિ **રામચંદ્રસૂરિએ** કુમારવિહાર-શતકમા કર્યું છે, તે પરથી પણ તે મહારાજાની જૈનધર્મ પ્રત્યેની પ્રબલ-ભક્તિનો ખ્યાલ કરી શકાય છે. એ સર્વ પ્રસંગોનો વિચાર કરતા પ્રસ્તુત **અભિધાન-ચિંતામણિ** કોશની રચના વિક્રમની તેરમી સદીના પ્રથમ ચરણમાં-વિ. સ. ૧૨૧૬ લગભગમા થએલી માનવી ઉચિત ગણાય.

## અભિધાન-ચિંતામણિની પ્રાચીન પ્રતિયો

શ્રીહેમચંદ્રાચાર્યે રચેલા વિશાલ ગ્રંથોને ગૂર્જરેશ્વર મહારાજા સિદ્ધ-રાજ જયસિંહે અને પરમાર્હત કુમારપાલ ભૂપાલે બહુમાન-સન્માનથી સુજ્ઞ લેખકો દ્વારા સેંકડોની સંખ્યામાં લખાવ્યા હતા પઠન-પાઠન માટે વિદ્યાભ્યા-સીઓને તથા વિદ્વાનોને સમર્પણ કર્યા હતા અને જ્ઞાન-ભંડારોમા પણ સ્થાપના કરાવ્યા હતા; પરંતુ અનેક ક્રાંતિકારી રાજ-પરિવર્તનો પછી-આઠસો વર્ષો પછી તે સમયની હસ્તલિખિત પ્રતિયો હાલમા મળવી દુર્લભ છે. પાછળની વિપરીત રાજ્યક્રાંતિથી અને કાલ-બલે પણ ઘણું વિનષ્ટ થયું છે, તેમ છતાં જૈનશાસન-સંરક્ષક, સાહિત્ય-સંરક્ષક સમયજ્ઞ જ્ઞાનપ્રેમી ધર્મપ્રેમી સજ્જનોએ સુરક્ષિત પરથી કાલાન્તરે તેની કરાવેલી નકલો હાલમાં પણ મળી આવે છે.

## વિક્રમની ચૌદમી સદીમાં આ કોશનાં પઠન-પાઠનો

પાટણમા સંઘવીપાડાના જૈનજ્ઞાનભંડારમાં (પોથી નં. ૨૨૭ (૫)માં) અભિધાન-ચિન્તામણિ કોશની એક તાડપત્રીય પ્રતિ (પત્ર ૧૬૦થી ૧૬૮) વિં. સં. ૧૩૦૩ મા લખાયેલી જણાય છે. તે પાઠ્ય પુસ્તિકામા માત્ર પ્રથમકાંડ દેવાધિદેવ કાંડના પ્રથમના ૨૩ શ્લોક મૂકીને આગળના શ્લોકો

જ અભ્યાસ માટે લખ્યા જણાય છે. (જુઓ ગા. ઓ. સિ. ન. ૭૬ પાટણ-જૈનગ્રથભંડાર-સૂચી પૃ. ૧૪૯)

એ જ પ્રાચીન ભડારમા (પોથી નં. ૯૯) આ **અ૦ ચિ૦** નામમાલાની સ. ૧૩૧૪માં લિ પત્ર ૧૬૧ વાળી એક તાડપત્રીય પ્રતિ **સંયમસિરિ** યોગ્ય જણાવી છે, તે **સુમેરુસુંદરી** મહત્તરાના ઉપદેશથી ચિત્રકૂટ મહાદુર્ગ-નિવાસી મહ તીડાની પત્ની **ગંગાદેવી** સુશ્રાવિકાએ પાર્શ્વસ્થ વ્રતીઓની પાસેથી લઈને **તિલકપ્રભા** ગણિનીને પઠન માટે સમર્પણ કરી હતી–એ ઉલ્લેખ અમે પાટણ જૈનભડાર-ગ્રથસૂચીમાં (ગા. ઓ. સિ. ન. ૭૬, પૃ. ૬૬) દર્શાવ્યો છે.

આ ઉપરથી જણાશે કે પ્રાચીન સમયમાં જૈન શ્રમણી સાધ્વી. વર્ગમાં આ **અ૦ ચિં૦ નામ**માલાકોશનું પઠન-પાઠન ચાલુ હતું અને તે માટે સુશ્રાવિકાઓ અનુકૂલતા કરી આપતી હતી.

એ જ વિક્રમની ચૌદમી સદીમા વિ. સં. ૧૩૩૭માં વૈ. શુ. ૫ ગુરુવારે **અણહિલપાટક** (પાટણ)મા, **અર્જુનદેવ**ના રાજ્ય સમયમા મહામાત્ય **મહાદેવ** હતા, ત્યારે મહારાજે-કુમાર **સારંગદેવ** **મુદ્દગવટી** (મગોડી ?)નો ભોગવટો કરતા હતા, તે સમયમા **મહીપાલ** વગેરે પચના અધિકાર-સમયમાં, **નર-ચદ્રસૂરિ**-પ્રતિષ્ઠિત **મદનચદ્રસૂરિ**-પટ્ટ-પ્રતિષ્ઠિત **મલયચદ્ર**-શિષ્ય પ. **સહજ-કીર્તિ**એ પોતાના પઠન માટે લખાવેલી આ **અ૦** ચિં૦ કોશની સ્વોપજ્ઞ ટીકા સાથેની એક તાડપત્રીય પ્રતિ, પાટણના એ જ સ ઘવીપાડાના ભંડારમા (પોથી ન ૧૧૧) વિદ્યમાન છે, એનો ઉલ્લેખ અમે પાટણ-જૈનભંડાર-ગ્રથ-સૂચી(ગા ઓ. સિ. ન. ૭૬, પૃ. ૭૪)માં દર્શાવ્યો છે.

એ ઉપરથી જણાય છે કે વિક્રમની ચૌદમી સદીમાં જૈન-શ્રમણ-વર્ગમા પણ આ **અ૦** ચિ૦ કોશનું પઠન-પાઠન ચાલુ હતું.

ત્યાર પછીના સૈકાઓમા લખાયેલી બીજી પણ અનેક પ્રતિયો જૂદા જૂદા સ્થળોના અનેક જૈન જ્ઞાન-ભંડાર-સગ્રહોમા મળી આવે છે. **પ્રો. વેલનકરે** સકલિત કરેલ **'જિનરત્નકોશ'** જોવાથી, વિશેષ જણાશે.

## અભિધાનચિંતામણિ કોશનાં પઠન-પાઠન અને ટીકા-ટિપ્પનો.

પ્રસિદ્ધ અમરકોશની જેમ આ અ૦ ચિ૦ કોશને હૈમીનામમાલા અને હૈમકોશ નામથી જૈન, જૈનેતર અનેક પ્રાચીન વ્યાખ્યાકારોએ વ્યાખ્યામા પ્રમાણ તરીકે નિર્દિષ્ટ કરેલ જોવાય છે.

## શેષ-નામમાલા

આચાર્ય શ્રીહેમચન્દ્રે આ અભિધાનચિંતામણિ-કોશની ઉપર્યુક્ત સ્વોપજ્ઞ-વૃત્તિમા આવાશ્યક સ્થળે 'શેષશ્ચાત્ર' શબ્દદ્વારા જે પદ્યાશો સૂચિત કરેલા છે, તે પાછળથી શેષ-નામમાલા નામથી, આ અભિધાનચિંતામણિ કોશના પરિશિષ્ટ તરીકે પ્રસિદ્ધ થએલ છે. મંગલ અભિધેયવાળા શ્લોક સાથે તેની સંખ્યા અન્યત્ર ૨૦૪ અને અહિ ૨૦૮ છે, તે અહિં પ્રથમ પરિશિષ્ટ તરીકે (પૃ ૪૩૩થી ૪૬૦ મા) પ્રકાશિત છે, જોઈ શકાશે 'યદાહુઃ' શબ્દદ્વારા સૂચિત, ત્યાં દર્શાવેલ અંતિમ પદ્ય શ્રીહેમચન્દ્રાચાર્યનું સંભાવિત નથી.

આ શેષ-નામમાલા, મંગલ-અભિધેયવાળો શ્લોક, શ્રીહેમચન્દ્રાચાર્યની પદ્ધતિને અનુસરી પાછળથી કોઈએ જોડીને, શ્રીહેમચન્દ્રાચાર્યની અભિધાનચિંતામણિની સ્વોપજ્ઞવૃત્તિમા 'શેષશ્ચાત્ર' દ્વારા સૂચવેલ પદ્યાશોનો ક્રમશઃ સંગ્રહ કરેલ જણાય છે વિશેષ ગવેષણા કરતા જણાય છે કે તેમના સમકાલીન 'શેષ' નામના એક વિદ્વાન્ વિદ્યમાન હતા, જેનુ સંસ્મરણ આચાર્ય શ્રીહેમચન્દ્રના શિષ્ય **દેવચંદ્ર કવિએ** મહારાજા કુમારપાલની પરિષદ્ના ચિત્ત-પરિતોષ માટે કુમાર-વિહારના વસંતોત્સવ-પ્રસંગે રચેલા **'ચન્દ્રલેખા-વિજય'** નામના પ્રકરણ-રૂપકમા પોતાના સહાયક તરીકે કર્યું છે જેસલમેરમાં ગ્રન્થ-સૂચીમા (ગા ઓ સિ ન. ૨૧ પ્ર સ ૧૯૭૯ અપ્રસિદ્ધગ્રન્થ-ગ્રન્થકૃત્ પરિચયમા પૃ. ૬૪ મા) એવા ઉલ્લેખવાળુ ત્યાનુ પદ્ય અમે દર્શાવ્યું છે

"विद्याम्भोनिधि-मन्थ-मन्दरगिरि· श्री**हेमचन्द्रो** गुरु',
**सान्निध्यैक**रतिर्विशेषविषये श्री**शेष**भट्टारकः ।
यस्य ...ः कविपुङ्गवस्य जयिन· श्री**देवचन्द्र**स्य सा.
**कि**र्तिस्तस्य जगत्त्रये विजयतात् साद्वलीलायिते ॥

એ શેષવિદ્વાને સૂચવેલ પૂરક નામાવલી એ જ શેષ-નામમાલા હોવાની સંભાવના છે.

## વિક્રમની ચૌદમી સદીમાં શિલોઞ્છ

વિક્રમની ચૌદમી સદીના મધ્યભાગમાં ખતરગચ્છીય પ્રભાવક જિનપ્રભસૂરિ (વિવિધ તીર્થકલ્પકાર) અને તેમના પટ્ટધર જિનદેવસૂરિ થઈ ગયા. જે બન્ને ગુરુ શિષ્યનું સન્માન દિલ્લીશ્વર સમ્રાટ્ મહમ્મદ તુગલકે વિ. સ. ૧૩૮૫-૮૯મા કર્યું હતું તેમાંના જિનદેવસૂરિએ ૧૩૯ પદ્યોમાં હૈમનામમાલાનો શિલોઞ્છ રચી કેટલાંક વીણેલાં અવશિષ્ટ નામો સૂચવ્યાં છે. તેની રચના અહિં જણાવેલા પાઠ-પ્રમાણે અને તેના ટીકાકારે કરેલા સમર્થન પ્રમાણે વિ સ. ૧૪૩૩મા જણાય છે, 'ત્રિવહ્' પાઠાંતર-પ્રમાણે વિ સ ૧૩૮૩ વિશેષ સંભવિત છે. આ શિલોઞ્છ અહિં પરિશિષ્ટ [૨] તરીકે પૃ ૪૬૧ થી પૃ ૪૮૦માં પ્રકાશિત છે. શેઠ દે લા પુ, ફંડ તરફથી ગ્ર. ૨૯ તરીકે વિ સં ૨૦૦૨માં પ્રકાશિત અભિધાનચિંતામણિ કોશ સાથે પ્રકાશિત આ શિલોઞ્છની રચનાનો પાઠ 'વૈક્રમેઽબ્દે ત્રિવસ્વિન્દુમિતે' જણાવી (૧૮૩૧) જણાવેલ છે, તે યોગ્ય જણાતો નથી. 'શ્રીજિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ' એ નામના (પ્ર સ ૧૯૯૫ શ્રીજિનહરિસાગરસૂરિ-જ્ઞાનભંડાર, લોહાવટ, મારવાડ) ગ્રથમા મે જિનદેવસૂરિનો પણ પ્રાસંગિક પરિચય કરાવ્યો છે-તે જોવાથી વિશેષ જણાશે

વિશેષમાં આ શિલોઞ્છની એક ટીકા, ખ ગ, જ્ઞાનવિમલગણિના શિષ્ય પ વલ્લભગણિએ રચેલી છે, જેની સ. ૧૬૫૪માં વિક્રમપુરમાં લખેલી પ્રતિ પણ મળે છે૧ જેમણે સં. ૧૬૬૭મા અભિધાનચિંતામણિ નામમા-

૧ શિલો૦છ-ટીકાના પ્રારભ-મંગલમાં ફલવર્ધિકા-પાર્શ્વનાથનું સસ્મરણ છે-

"श्रीमच्छ्रीफलवर्धिकाऽभिधपुरी-नारीवरोरःस्थली-
राजद्धारनिभं प्रणत्य सततं श्रीपार्श्वनाथं जिनम् ।
य. शास्त्रेष्वखिलेषु पण्डितजनस्याविष्करोति स्फुटं
ज्ञान भानुरिव प्रहृत्य च तम. सर्वेषु सत्कर्मसु ॥"

લાનો દુર્ગપ્રદ-પ્રબોધસારોદ્ધાર પણ રચ્યો હતો. 'વિજયદેવસૂરિ-મહાત્મ્ય' જેવા કાવ્યની રચના (સં ૧૬૯૯) દ્વારા જે ઉ. ની ગુણાનુરાગભરી કવિત્વશક્તિ પ્રસિદ્ધ છે.

## વિક્રમની સત્તરમી સદીમાં

ખ૦ ગ૦ વાચક **ચારિત્રસિંહે** આ કોશની **દીપિકા** વૃત્તિ, તથા પં. હેમવિજય ગણિએ **અવચૂર્ણિ** રચી જણાય છે. તથા આ જ સદીમાં વિદ્યમાન **સમ્રાટ્ અકબર** દ્વારા શત્રુંજયકર-મોચન આદિ અનેક શુભ કાર્યો કરાવનાર, **કાદંબરી**, **વસંતરાજ-શકુનશાસ્ત્ર**, **વિવેકવિલાસ** વગેરેના ટીકાકાર મહોપાધ્યાય **ભાનુચંદ્રગણિએ** આ **હૈમકોશને** આધારે રચેલ **વિવિક્તનામ-સંગ્રહ** મળે છે. **ભાનુચંદ્રગણિનું** ચરિત્ર, તેમના શિષ્ય ઉ. **સિદ્ધિચંદ્ર** સં. મહાકાવ્યના રૂપમાં રચ્યું છે, જે **સિંઘી-જૈન** ગ્રંથમાળા (ગ્રં૦ ૧૫)માં પ્રકાશિત છે, વિશેષ જિજ્ઞાસુએ ત્યાં જોવું.

પ્રસ્તુત **અ૦** ચિં૦ **હૈમી** નામમાલા પર વિધિપક્ષના વાચક **દેવ-સાગરગણિએ** વિ. સં ૧૬૮૬માં હાલ્લાર **દેશમાં** **નવાનગરમાં** **લાખાજીના**

તથા ટીકાના અંતમાં આવો ઉલ્લેખ છે—

"बृहत्खरतरगच्छीय–श्रीजयसागरमहोपाध्याय–सन्तानीय– वाचनाचार्य–श्रीभानुमेरुगणि– शिष्यमुख्य–वाचनाचार्यधुर्य– विद्वज्जनस्मर्य–श्रीज्ञानविमलगणिशिष्य–पण्डित ( वाचनाचार्य ) **श्रीवल्लभगणि**–विरचितायां श्रीहैमनाममाला–शिलोञ्छ टीकायां"

તથા સમાપ્તિ-સંવત-સ્થલ-સુચક પદ્ય આ પ્રમાણે છે—

 ४ ५ ६ १
"वेदेन्द्रिय–रस–पृथ्वी संख्ये [१६५४] वर्षे **नागपुरे** ।
मधुमासावपक्षे मूलार्के सप्तमीतिथ्याम् ॥२१॥

તેના અંતમાં લેખન-સંવત સ્થલ આદિનો ઉલ્લેખ આ પ્રમાણે છે —

"संवत् १६५४ वर्षे श्रीमद्बृहत्खरतरगच्छे श्रीजिनभद्रसूरि सन्तानीय–पण्डितश्रीरंगवर्धनगणि–शिष्यमुख्य–कल्याणसारगणि–शिष्यमुख्य–पंडितप्रकाण्ड[व]–राणां मुनिनाऽलेखि प्रतिरियं स्ववाचनार्थं श्री**विक्रमपुरे** ॥"

રાન્ય-સમયમા વ્યુત્પત્તિ-રત્નાકર નામની વિસ્તૃત વૃત્તિ રચી હતી; જેની પ્રતિ જેસલમેરમા થીરુશાહના ભડારમા વિદ્યમાન છે. તેની ૧૨ પદ્યોવાળી અંતિમ પ્રશસ્તિ અમે જેસલમેર ભાં. ગ્રન્થસૂચી (ગા ઓ. સી ન. ૨૧ પૃ ૬૧)માં સવત્ ૧૯૭૮ મા દર્શાવેલ છે તથા ત્યાં અપ્રસિદ્ધ ગ્રન્થ-ગ્રન્થકૃત્પરિચય (પૃ ૬૪)મા પરિચય કરાવ્યો છે.

આ કોશ પર કુશલસાગરની ટીકા તથા સાધુરત્નની અવચૂરિ હોવાનુ અન્યત્ર નોંધાયેલ છે, તથા અ. ચિ ના ની પ્રતીકાવલી પણ જણાય છે.

તથા અભિધાનચિંતામણિનામમાલાનાં ૩ બીજકો જાણવામા આવ્યા છે. (૧) સ. ૧૬૬૧ માં શુભગણિવિજયનુ, (૨) દેવવિમલગણિનુ અને (૩) અજ્ઞાતનામવાળું પ્રો વેલનકર સંકલિત 'જિનરત્નકોશ' પૃ ૧૩-૧૪ માં એની નોંધ છે

## અભિધાન-ચિંતામણિનાં પ્રકાશનો
## વિક્રમની ઓગણીસમી સદીમાં

(૧) શ્રીહેમચન્દ્રાચાર્યના શબ્દ-કોશોએ છેલ્લા બે સૈકામા પણ આ દેશના અને પરદેશના અનેક વિદ્વાનોનું લક્ષ્ય ખેંચ્યું જણાય છે, તેના પરિણામે મુદ્રણયત્રના આ યુગમાં લગભગ દોઢસો વર્ષો પહેલા-વિ, સ. ૧૮૬૪મા (વિદર્ત્વંષ્ટકલાનાથ-વિક્રમાબ્દે,=ઇસ્વીસન્ ૧૮૦૮મા વિપ્ર બાબૂરામે લિખિત આ અભિધાનચિંતામણિ કોશ, અનેકાર્થસગ્રહ આદિ સાથે કલિકત્તાથી કોલબ્રૂક સાહેબની આજ્ઞાથી વિદ્યાકર-મિશ્રની સૂચિ સાથે પ્રકટ થયો હતો

## વિક્રમની વીસમી સદીમાં

(૨) આ કોશ ઈ સન્ ૧૮૪૭મા (વિ સ, નોટ સાથે લિપ્જીગમા મુદ્રિત થઈ સેન્ટપિટર્સબર્ગથી પ્રકાશિત થયો હતો બોટલિક અને રયુ નામના જર્મન વિદ્વાનોએ ૨૦૪ શ્લોકવાળી શેષનામમાલા સાથે તેને સંપાદિત કર્યો હતો

(૩) કલિકાતા–નગરમાં બાબુ ભુવનચંદ્ર વસાકે સ્થાપિત 'સંવાદ-જ્ઞાનરત્નાકર' યન્ત્રમાં તેમના દ્વારા સંવત્ ૧૯૩૪માં આ અભિધાનચિંતામણિ, સંક્ષિપ્ત ટીકા સાથે પ્રકાશિત થયો હતો. જેનું સંપાદન 'વેદાન્તવાગીશ' ઉપનામક શ્રી કાલીવર શર્માએ અને બ્રહ્મપુર વાસ્તવ્ય શ્રીરામદાસસેને કર્યું હતું, ત્યાં પણ પરિશિષ્ટમાં (પૃ ૨૧૯થી) શિલોગ્છ પ્રકટ થયેલ છે. ત્યાંનું સંસ્કૃત વિજ્ઞાપન ભૂલ–ભરેલું જણાયું છે, ત્યાં શ્રી હેમચન્દ્રાચાર્ય અને કુમારપાલના જીવન માટે રામદાસસેને રચેલ 'ઐતિહાસિક રહસ્ય' નામનું બંગભાષા–પુસ્તક જોવા ભલામણ કરેલી છે.

(૪) મુંબઈ–નિર્ણયસાગર પ્રેસ–પ્રકાશનમાં અભિધાનસંગ્રહ (ભાગ બીજા)માં આચાર્ય શ્રીહેમચંદ્રના આ અ૦ ચિં૦ સાથે બીજા સંસ્કૃત કોશો સન ૧૮૯૭માં (વિ સં ૧૯૫૩માં) પ્રકાશિત થયા હતા. ત્યાં પ્રકાશિત જિનદેવસૂરિના હૈ ના, શિલોગ્છનો રચના સંવત્‌વાળો શ્લોકપાઠ 'વૈક્રમેઽબ્દે ત્રિ–વસ્વિન્દુ (?) મિત્તે' શંકિત જણાવેલ છે,

(૫) શ્રીહેમચન્દ્રાચાર્યની દસહજાર શ્લોક–પ્રમાણ સ્વોપજ્ઞ વૃત્તિ સાથે અભિધાન–ચિંતામણિ કોશ, બનારસની શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાળામાં સંવત્ ૧૯૭૧મા પ્રકાશિત થયો હતો, જેનો શબ્દાનુક્રમણિકા, ઐ નામસૂચી, શુદ્ધપત્રકવાળો બીજો ભાગ સંવત્ ૧૯૭૬મા ય. વિ. ગ્રન્થમાળા તરફથી પ્રકાશિત થયો હતો.

(૬) ઉપરની વૃત્તિને અનુસરી 'કુશળકર' ઉપાહ્વ વાસુદેવ શર્માએ રચેલી 'રત્નપ્રભા' નામની સંક્ષિપ્ત વ્યાખ્યા સાથે આ અ૦ ચિં૦ કોશ સં. ૧૯૮૧માં વડોદરાની મુક્તિકમલ–જૈન–મોહનમાલામા [પુ. ૨૧માં] પ્રકાશિત થયેલ છે. તેના પરિશિષ્ટમા [૧] શેષનામમાલાં, [૨] શિલોગ્છ, તથા સુધાકલશની [૩] એકાક્ષર–નામમાલા પણ છે. ત્યાં શિલોગ્છનો સંવત્–સૂચક શ્લોક નિ. સા પ્રેસદ્વારા પ્રકાશિત અભિધાનસંગ્રહ પ્રમાણે શંકિત છે.

## એકવીસમી સદીમાં

(૭) વિ. સં. ૨૦૦૨ માં શેઠ દે. લા. પુ. ફંડ દ્વારા (ગ્રં. ૯૨ તરીકે) આ અ. ચિ. કોશ પ્રકાશિત થયેલ છે, તે સાથે તેમના અન્ય કોશો શેષ-નામમાલા, નિઘંટુ-શેષ, લિંગાનુશાસન આદિ પ્રકાશિત છે તથા પૂર્વોક્ત શિલોંછ-૭ અને સુધાકલશની એકાક્ષર નામમાલા તથા જૈનેતર કવિ પુરુષોત્તમદેવ વગેરેના કોશને પણ તેમાં જોડેલ છે ત્યાં ટાઈટલ પેજ પર સુધાકલશને બદલે ભૂલથી 'સુધાકુશલ' નામ છપાયેલું જણાય છે.

(૮) ઉપર જણાવેલાં પ્રકાશનો હાલમાં મળવા દુર્લભ છે તેથી અભિધાન-ચિંતામણિ કોશ (મૂળ)નું આ નવીન શુદ્ધ સંસ્કરણ અહિં સં. ૨૦૧૨માં પ્રકાશિત થાય છે. વિશેષમાં તે સાથે મૂળ નીચે ગૂજરાતીમાં અર્થ સૂચવતી 'ચંદ્રોદયા' નામની ભાષાટીકા જોડવામાં આવી છે, તે શ્રીહેમચંદ્રાચાર્યની સ્વોપજ્ઞ વૃત્તિનો આશય લક્ષ્યમાં લઈ આચાર્ય શ્રીવિજયકસ્તૂરસૂરિજીએ રચેલી છે. તેઓએ પોતાના ભક્તિમાન્ શિષ્ય ચંદ્રોદયવિજયજીની પ્રાર્થનાથી, ખાસ કરીને તેમના અધ્યયન-પ્રસંગે રચી હોવાથી આ ટીકાનું નામ 'ચંદ્રોદયા' પ્રતિષ્ઠિત કર્યું છે, તે અન્ય અભ્યાસીઓને પણ ઉપયોગી થઈ અભ્યુદય કરાવનારી થાઓ-એવા અભિપ્રાયથી પ્રકાશિત કરવામાં આવી છે. ભાષા-ટીકા રચનાર, આવા કાર્યની સિદ્ધિમાં પોતાના વિજયવંત સમયજ્ઞ સદ્ગુરુ ભદ્રપ્રકૃતિ શાંતમૂર્તિ શ્રીવિજયવિજ્ઞાનસૂરિજી મ (સદ્ગત સુપ્રસિદ્ધ આચાર્ય શ્રીવિજયનેમિસૂરીશ્વરજીના પટ્ટધર)ના પ્રસાદને નિમિત્તભૂત માને છે.

આ ટીકાની રચનામાં અને ગ્રંથના વિશદ સંપાદનમાં તેઓએ નીચે જણાવેલી હ. લિ. પ્રતિયોનો યથાશક્ય ઉપયોગ કર્યો જણાવ્યો છે

(૧) અભિધાન-ચિંતામણિ (મૂલ)ની પ્રાય. સત્તરમા સૈકાની શુદ્ધપ્રાય પ્રતિ મળી હતી, તે સુરતમાંના શ્રીનેમિ-વિજ્ઞાન-કસ્તૂરસૂરિ-જ્ઞાન-મંદિરની છે

(૨) હૈમકોશ-તાત્પર્યાર્થપ્રકાશિકા વૃત્તિની ત્રુટિત પ્રતિ, ચાણસ્માના જૈન જ્ઞાનભંડારની (નં. ૬,૨૭૦) મળી હતી.

(૩) હૈમનામમાલા–દીપિકા પત્ર ૫૧ (ત્રુટિત).

(૪) ખતરગચ્છીય વાચક ચારિત્રસિંહગણિ–વિરચિત વૃત્તિ (ચાણસ્મા જ્ઞા. ભ. નં ૬,૨૬૮)

(૫) હૈમકોશ, હેમવિજયકૃત અવચૂર્ણિ સાથે.

(૬) અનેકાર્થ સંગ્રહ, મહેન્દ્રસૂરિ–કૃત વૃત્તિ સાથે લે. સં. ૧૬૬૧ છે (ચાણસ્મા–જ્ઞાન–ભ. નં. ૩,૨૫)

(૭) હૈમકોશ (અભિધાન–ચિંતામણિ)–અવચૂરિ–વાચક વલ્લભકૃત સારોદ્ધાર (ચા. જ્ઞા. ભ. નં. ૪, ૨૫૮)

(૮–૯) શેષનામમાલાની ૧ પ્રતિ, સુરતની શ્રીનેમિવિજ્ઞાનકસ્તૂરસૂરિ–જ્ઞાનમંદિરની અને ૧ બીજી પ્રતિ વિદ્વદ્વલ્લભ મુનિરાજ શ્રીપુણ્યવિજયજી પાસેથી મળી હતી.

(૧૦–૧૧) હૈમનામમાલા–શિલોઞ્છ–ટીકા (ખ. ગ. વાચનાચાર્ય વલ્લભગણિ–વિરચિત)ની ૨ પ્રતિ, મુનિરાજ શ્રીપુણ્યવિજયજી પાસેથી મળી હતી. બન્ને પ્રતિયો શુદ્ધપ્રાય છે. તેમાંની ૧ પ્રતિમાં પત્ર ૧થી ૨૬ છે, તેમાં છેલ્લું પ્રશસ્તિવાળું પત્ર નથી તથા સહજ ઉદ્દેહીથી ખવાઈ છે, બીજી પ્રતિ પત્ર ૧ થી ૨૩માં પૂર્ણ છે; પરંતુ તે ઉદ્દેહીથી વધારે ખવાઈ ગયેલ છે

(૧૨) મહોપાધ્યાય શ્રીભાનુચંદ્રગણિ–વિરચિત વિવિક્ત–નામસંગ્રહની સત્તરમા સૈકા લગભગની ૧ પ્રતિ સુરત ને. વિ. ક. જ્ઞાનમંદિરની છે

(૧૩) ૧જિનભદ્રસૂરિ–કવિરાજ–વિરચિત પંચવર્ગપરિહાર–નામમાલાની

૧ તેના ૧૪૩ મા અંતિમ શ્લોકમાં આ પ્રમાણે કવિ–કોશકારે પોતાનો પરિચય આપ્યો છે—

"સૂરિશ્રીજિનવલ્લભાન્વય–વિયદ્–રાજીવિની–જીવિતા–
ધીશશ્રીજિનદત્તસૂરિ ચરણદ્વન્દ્વારવિન્દાલિઃ ।
શિષ્યઃ પૂજ્ય–જિનપ્રિયસ્ય સુગુરોર્વર્ગાક્ષરૈરુજ્ઝિતા–
મેનાં શ્રીજિનભદ્રસૂરિ કવિરાટ્ ચક્રેઽભિધાનાવલીમ્ ॥"

૮ પત્રવાળી પ્રતિ, ઉપર્યુક્ત શેષનામમાલા સાથે લખાયેલી છે, તે **ને.** વિ. ક. જ્ઞાનમંદિર સુરતની છે. પ્રાય: સત્તરમા સૈકાની છે.

## ઉપસંહાર

એ રીતે પ્રાપ્ત સાધન સામગ્રીદ્વારા આ **સંસ્કરણ**ને વિશુદ્ધ પ્રકાશિત કરવા તેમણે કરેલો શકય પ્રયત્ન જણાઈ આવે છે.

અહિ પ્રારંભમા આપેલ **અભિધાન-બીજક** એ પ્રાચીન બીજકોને અનુસરી ચાલુ ભાષામા રચેલ-વિસ્તૃત વિષયાનુક્રમ દર્શાવે છે, તથા પરિશિષ્ટોમાં પ્રકાશિત કરેલ મૂળ સાથે **સંબંધ** ધરાવતી **શેષનામમાલા** તથા **શિલોઞ્છ** પણ **અભિધાન-ચિંતામણિ** કોશના અભ્યાસીઓને પૂર્તિરૂપ જ્ઞાન આપશે, તથા તે ત્રણે કોશોમા આવેલા સંસ્કૃત શબ્દોની દર્શાવેલી અકારાદિ અનુ-ક્રમણિકા, તથા ગૂર્જરભાષા-ટીકા 'ચંદ્રોદયા' મા અર્થરૂપે દર્શાવેલા ગુજરાતી શબ્દોની તેવી અનુક્રમણિકા વિદ્યાર્થીઓને, તથા જિજ્ઞાસુ શબ્દ-શોધકોને-સાક્ષરોને પણ ઉપયોગી થશે-તેવી સંભાવના છે.

આચાર્ય શ્રીહેમચંદ્રનો **અભિધાનચિંતામણિ કોશ**, ભાષાટીકા જોડીને તથા પરિશિષ્ટમા બીજા કોશો જોડીને આવી રીતે પ્રાથમિક અભ્યા-સીઓને તથા જિજ્ઞાસુ સુજનોને સુગમ સુલભ કરી આપવા માટે આચાર્ય **શ્રીવિજયકસ્તૂરસૂરિજી**ને ધન્યવાદ ઘટે છે. તેમણે રચેલી પ્રસિદ્ધ **પ્રાકૃત-વિજ્ઞાનપાઠમાલા** જેમ અભ્યાસીઓમા આદર પામી લોકપ્રિય થઈ તેમ **'ચંદ્રોદયા'** ટીકા સાથેનુ આ કોશનુ નવું વિશુદ્ધ સંસ્કરણ પણ પઠન-પાઠન દ્વારા સર્વત્ર પ્રચાર પામી લોક-પ્રિય થાય અને અભ્યાસીઓને તથા અધ્યાપકોને પણ ચિંતામણિરત્નની જેમ અભીષ્ટ અર્થ-અભ્યુદય આપનાર થાય-તેવી પરમાત્માને પ્રાર્થના કરતા વિરમુ છુ

સંવત્ ૨૦૧૨ શરત્પૂર્ણિમા
ઘીકાંટા-વડીવાડી,
**વડોદરા.**

**લાલચંદ્ર ભગવાન ગાંધી**
(નિવૃત્ત જૈનપંડિત-વડોદરારાજ્ય)

ॐ नमो जिणाणं ॥

सूरिं नत्वा नेमिं, विज्ञानं ज्ञानगौरवमपि भक्त्या ।
हैमाभिधानबीजक-मालिखति सूरिः कस्तूरः ॥ १ ॥

# અભિધાન બીજક



इति प्रथमदेवाधिदेवकाण्ड ॥ १ ॥

अथ द्वितीयदेवकाण्डः

શ્લોકાંક

શ્લોકાંક

પીડિત, ચોર, દેખતા ચોરી કરનારનાં નામ ૩૭૩–૩૮૨

ચોરી, ચોરીનુ ધન, દૈવવાદી, આળસુ, દક્ષ, આસક્ત, દાતાર, ઘણુ આપનાર, દાન, દાની અને ભોગી, યાચક, યાચના કરવી, કૂદનાર, શોભાવનાર, ઉત્પન્ન થનાર, વર્તનાર, પ્રસરનાર, લજ્જાળુ, ક્ષમાવંત, ક્ષમા, ઇર્ષ્યાળુ, ઇર્ષ્યા, ક્રોધી અતિક્રોધી, ક્ષુધિત-ભૂખ્યો, ક્ષુધા, તૃષિત–તરસ્યા, તૃષા, સુકાવું, ખાનાર ભોજનના નામ ૩૮૩–૩૯૫

બળેલો ભાત, ઓસામણ. મઠો, ઉકાળેલા અનાજનુ ધોવણ, જાવરૂ, દાળ, વ્યંજન, તલમિશ્ર અન્ન, માલપૂડા, પૂરી, પોળી, કઢી, કરબો, ઘેબર, અડદ મગ વગેરેની-વસ્તુ (પાપડ–સેવ વગેરે) વડાં [રોટલી, પાપડ, તળેલી રોટલી, મોદક, સિંહકેસરિયા મોદક ] ધાણી ધાણીનુ ચૂર્ણ, સાથવો, પૌંવા ચોખાની ધાણીના નામ ૩૯૬–૪૦૧

ઘઉંનો લોટ, જવનો લોટ, ગોળ, સાકાર, ખાંડ, ગોળની પૉતળી

શ્લોકાંક

બનાવટ–કાકબ, શીખંડ, મગ વગેરેનું પાણી, દૂધ, ગોરસ, તાજુ દૂધ, દૂધનો વિકાર–માવો વગેરે, દૂધપાક, દહી, છાશ, ઘી, ગઈકાલે દોહેલ ગાયનું ઘી, માખણ, વલોવેલુ દહી, અર્ધું પાણીવાળુ દહી, સમપાણીવાળુ દહીં, પા, ભાગના પાણીવાળું દહી, પાણી વિના મથેલું દહી ઘી દહી મીઠુ અને પાણીથી સંસ્કારિત દ્રવ્યના નામ ૪૦૨–૪૧૦

અર્ધા પાણીવાળા દહીથી સંસ્કારિત દ્રવ્ય, મીઠાથી સંસ્કારિત દ્રવ્ય, વાસણમા સંસ્કારિત દ્રવ્ય, મિષ્ટાન્ન, રાંધેલુ અન્ન, સેકેલું અન્ન, અગ્નિમા પાકેલુ માસ, લોઢાના સળિયાઉપર પાકેલુ માસ, માસનો રસ, સ્વાદિષ્ટ અન્ન, ચીકણુ, અત્યંત ચીકણુ, ધૂપ પુષ્પાદિવડે વાસિત કરેલુ, સ્વચ્છ કરેલુ, કાજી–રાબ, તેલ, મસાલો– સુંઠ વગેરે, આંબલી–કોકમ, હળદર, રાઇ, ધાણા–કોથમીર, કાળામરી, સુંઠના નામ ૪૧૧–૪૨૦૬

પીપર, પીપ્રળીમૂલ, સુંઠ, મરી પીપર એ ત્રણે ભેગા, જીરૂં, હીંગ,

શ્લોકાંક

જમવું, ચાવવું, ચાટવું. નાસ્તા સાથે જમવું, કવલ, તૃપ્ત થયેલ, તૃપ્તિ, એઠું, ઉદર ભરિ–પેટભરો, ભૂખથી પીડિત, સર્વનું એકલો ખાનાર, માંસભક્ષક, ઉન્મત્ત, અતિલોભી, અભિલાષા, પરધનેચ્છુ, અવિનીત, વિનીતનાં નામ ૪૨૧–૪૩૧

ઇંદ્રિયજયી, સાંભળવામાં તત્પર, આધીન ધૃષ્ટ–નિર્લજ્જ, વિસ્મિત સરળ, માગલિક, અભિમાની, કામી, વ્યસની, આનંદી દુષ્ટ-મનવાળો, મત્ત, ઉત્સાહી, લોકાપવાદથી નિન્દિત, ગુણોથી ખ્યાતિ પામેલ, નિર્ગુણી ચપળ, મૂંગો, દુષ્ટબુદ્ધિવાળો, કેદી, બંધન, નિરાશ, તિરસ્કૃત, બહિષ્કૃત,– બહાર કાઢેલ, પરાભવ પામેલ, ધિક્કારાયેલના નામ ૪૩૨–૪૪૦

ઓંખો પડેલ પગભવ, વંચિત, દયાળુ–ઊંઘનાર, બેઠા બેઠા ઊંઘનાર, સૂતેલો, જાગનાર, ઉજાગરો, સર્વનો પૂજક, દેવપૂજક, સાથે જનાર, પાકો ચાલનાર, મંદમાલુ, અદૃશ્ય થનાર, પડનાર રૂચિવાળો, દક્ષિણાને યોગ્ય, દંડાયેલો– (અથવા ધનાદિ આપી વશ કરાયેલ)

શ્લોકાંક

પૂજ્ય, પૂજાયેલ, પૂજા, બલિદાન, ભયભીત, સ્થૂળ, રૂપાળો, દૂપયોગ્ય, બલવાન્, દુર્બલ, મોટા પેટવાળો, નાકવિનાનો, ચીબો, તીણા નાકવાળો, નાના નાકવાળો ૪૪૧–૪૫૧

ખરી જેવા નાકવાળો, ઊંચી નાસિકાવાળો, પાંગળો, ટાલીઓ, કાણો–એકાક્ષ,– નાના શરીરવાળો, કુબ્જ, ઠુંઠો, વામન, બાધર, ખરાબ ચામડીવાળો, લંગડો, પાંગળો, ઊર્ધ્વજાનુક, ઢીંચણ વચ્ચેના આંતરાવાળો, જોડાયેલ ઢીંચણવાળો, કરચોલીવાળો, બહાર નીકળેલ દાંતવાળો, લાંબા અંડવાળો આંધળો, ઊંચા મુખવાળો, નીચા મુખવાળો, મુંડિત, કેશવાળો, ત્રાંસી આંખવાળો, મોટા પેટવાળો, રોગી, દાદર (રોગ) વાળો, ખસવાળો, અતિસાર–વાળો, વાતરોગી, કફવાળો, ૪૫૧–૪૬૦

ચીપડાભરેલી આંખવાળો, હરસ રોગવાળો, બેભાન, શ્વેતકુષ્ટરોગી, પિત્ત, કફરોગ, ક્ષયરોગ, છીંક, ખાંસી, ખસ, ખરજવું, ઘા, ઘાનું ચિન્હ, હાથીપગો, પગમાં થએલ કાટ, ફોલો, ખુધ, શ્વેતકોઢ, કેશ

શ્લોકાંક

ખરી પડે તેવો રોગ, ચામડીનો રોગ, કોઢ, કંઠમાલ, ગંડમાલ, હેડકી, સળેખમ, સોજો, હરસ, વમન; ઉલટી, પેટની ગાંઠ અથવા બરોળ, મળ મૂત્રાદિક રોકવાથી થતો રોગ—આફરો, લોહી ઝરતું વ્રણ, અંડકોશની વૃદ્ધિ, પથરી, પરમીયો. ૪૬૧–૪૭૦

બંધકોશ, સંગ્રહણી, અસ્થિનો સોજો, ભગંદર, જ્વર વગેરે વ્યાધિના પ્રકાર, વૈદ્ય ઔષધ, ચિકિત્સા, લાઘણ, વિષવૈદ્ય, આરોગ્ય, નીરોગી, લાચ સન્ધિ કે દલાલી વડે આજીવિકા ચલાવનાર, અલંકાર, પહેરાવી કન્યાદાન આપવું, ચપલ, ગાઢસ્નેહી ક્ષણિકરાગી, અતિસ્નેહવાળું; ગેહેશૂર, ધનવાન્, પાડોશીની ઇર્ષ્યા કરનાર, આપત્તિમા પડેલો, આપત્તિ, સ્નેહાળુ, કુટુંબ પોષનાર દીર્ઘાયુ; ત્રાસદાયક, શરણાર્થી પરીક્ષક, વરદાન આપનાર, સમુદાયની સાથે અનેક પ્રકારની આજીવિકાવડે જીવનાર, સભાજનો ૪૭૧–૪૮૧

સભા, જ્યોતિષી, શાસ્ત્ર જાણનાર,

શ્લોકાંક

લેખક, લીપિ, સહીનો ખડિયો, શાહી, નગરશેઠ, જુગારી, પાસાવડે રમનાર, જુગાર, પાસા, બાજી ઉપર મૂકેલી રકમ, ચોપાટ સોગઠી, પાસા પ્રમાણે સોગઠા ફેરવવા, શરત કરી પ્રાણીઓને લડાવવા, ગારૂડી, પિતાતુલ્ય, શાસન કરનાર, પુણ્યવાન્, મિત્રવત્સલ, કલ્યાણકારી શ્રદ્ધાલુ, નાસ્તિક, વૈરાગી, દંભરહિતના નામો ૪૮૧–૪૯૦

વિરૂદ્ધ, શોધનાર, સમર્થ, ભૂતગ્રસ્ત, શિથિલ, અંગમર્દક, સત્વરહિત, બેઠેલ, ઊભેલ, પ્રવાસી, પથિકનો સમુદાય, ભાતુ, વેગવાળો, ખેપીઓ, અતિવેગવાળો, વેગ, ધીમે ચાલનાર, સ્વેચ્છાચારી, ઘણુ ચાલનાર, સેવક. સેવા, પાળો, અગ્રેસર, અતિથિ, આતિથ્ય, સૂર્યાસ્ત બાદ આવેલ અતિથિ, પગ ધોવાનુ પાણી, પૂજા માટેનુ પાણી; ઊભા થઈ સત્કાર કરવો ૪૯૧–૫૦૧

પીડનાર, ગામડીઓ, લોક પ્રજા પ્રખ્યાત પિતાનો પુત્ર, કુલવાન, કુળ, સ્ત્રી, વિશેષ પ્રકારની સ્ત્રીઓ, સ્ત્રીનું ધન-માન વગેરે, સ્ત્રીઓના

દક્ષિણાર્હસ્તુ દક્ષિણ્યો, દક્ષિણીયોઽથ દણ્ડિતઃ ।
દાપિતઃ સાધિતોઽર્ચ્યસ્તુ, પ્રતીક્ષ્યઃ પૂજિતેઽર્હિતઃ ॥૪૪૬॥

નમસ્યિતો નમસિતોઽપચિતાવઞ્ચિતોઽર્ચિતઃ ।
પૂજાઽર્હણા સપર્યાઽર્ચા, ઉપહારબલી સમૌ ॥૪૪૭॥

વિક્લવો વિહ્વલઃ સ્થૂલઃ, પીવા પીનશ્ચ પીવરઃ ।
ચક્ષુષ્યઃ સુભગો દ્વેષ્યોઽક્ષિગતોઽથાંસલો બલી ॥૪૪૮॥

નિર્દિગ્ધો માંસલશ્ચોપચિતોઽથ દુર્બલઃ કૃશઃ ।
ક્ષામઃ ક્ષીણસ્તનુશ્છાતસ્તલિનાઽમાંસપેલવાઃ ॥૪૪૯॥

ગૃહયાલુઃ (વિ) ગ્રહીતા 'તૃ' (પુ.) એ ૨–ગ્રહણ કરનાર. પતયાલુઃ (વિ.), પાતુકઃ એ ૨–પડનાર રોચિષ્ણુઃ (વિ.), રોચનઃ એ ૨– રુચિવાળો, કાન્તિવાળો ॥૪૪૫॥. દક્ષિણાર્હઃ, દક્ષિણ્યઃ, દક્ષિણીયઃ એ ૩–દક્ષિણાને યોગ્ય દણ્ડિતઃ, દાપિતઃ, સાધિતઃ એ ૩–૧ દંડાયેલો, ૨ ધનાદિ આપી વશ કરાયેલો અર્ચ્યઃ, પ્રતીક્ષ્યઃ એ ૨–પૂજ્ય. પૂજિતઃ, અર્હિતઃ ॥ ૪૪૬ ॥, નમસ્યિતઃ, નમસિતઃ, અપચિતઃ, અઞ્ચિતઃ, અર્ચિતઃ, [ અપચાયિતઃ શિ૦ ૩૨ ] એ ૭–પૂજાયેલો. પૂજા, અર્હણા, સપર્યા, અર્ચા, [ અપચિતિઃ ( સ્ત્રી ) શે૦ ૧૦૫ ] એ ૪–પૂજા. ઉપહારઃ, બલિઃ ( પુ. સ્ત્રી. ) એ ૨–બલિદાન, પૂજાની સામગ્રી. ॥ ૪૪૭ ॥ વિક્લવઃ, વિહ્વલઃ એ ૨–ભયભીત, મુઝાયેલો. સ્થૂલઃ, પીવા 'અન્' ( પુ. ) પીનઃ, પીવરઃ એ ૪ સ્થૂલ, જાડું. ચક્ષુષ્યઃ, સુભગઃ એ ૨–આંખને ગમે તેવો, રૂપાળો. દ્વેષ્યઃ, અક્ષિગતઃ એ ૨–દ્વેષયોગ્ય. અંસલઃ, બલી 'ઇન્' ( પુ. ) ॥ ૪૪૮ ॥, નિર્દિગ્ધઃ, માંસલઃ, ઉપચિતઃ ( બલવાન્ 'વત્' ) એ ૫–બલવાન્,

પિચિણ્ડિલો બૃહત્કુક્ષિસ્તુન્દિતુન્દિકતુન્દિલાઃ ।
ઉદર્યુદરિલે વિખવિખુવિખ્રા અનાસિકે ॥૪૫૦॥
નતનાસિકેઽવનાટોઽવટીટોઽવભ્રટોઽપિ ચ ।
ખરણાસ્તુ ખરણસો, નઃક્ષુદ્રઃ ક્ષુદ્રનાસિકઃ ॥૪૫૧॥
ખુરણાઃ સ્યાત્ ખુરણસઃ, ઉન્નસસ્તૂગ્રનાસિકઃ ।
પઙ્ગુઃ શ્રોણઃ ખલતિસ્તુ, ખલ્વાટ ઐન્દ્રલુપ્તિકઃ ॥૪૫૨॥
શિપિવિષ્ટો વભ્રુરથ, કાણઃ કનન એકદૃક્ ।
પૃશ્નિરલ્પતનૌ કુબ્જે, ગડુલઃ કુકરે કુણિઃ ॥૪૫૩॥

પુષ્ટ દુર્બલઃ, કૃશઃ, ક્ષામઃ, ક્ષીણઃ, તનુઃ, છાતઃ, તલિનઃ, અમાંસઃ, પેલવઃ એ ૮ દુબળો, કૃશ. ॥ ૪૪૯ ॥ પિચિણ્ડિલઃ, બૃહત્કુક્ષિઃ, તુન્દી 'ઇન્' (પુ), તુન્દિકઃ, તુન્દિલઃ, ઉદરી 'ઇન્' ઉદરિલઃ; [તુન્દિમ., ઉદરિક શિ૦ ૩૨] એ ૭–મોટા પેટવાળો. વિખઃ, વિખુઃ (પુ.), વિખ્રઃ, અનાસિકઃ એ ૪ નાક વિનાનો. ॥ ૪૫૦ ॥ અવનાટઃ, અવટીટઃ, અવભ્રટઃ (નતનાસિકઃ, ચિપિટનાસિકઃ) [ચિપિટઃ, નમ્રનાસિકઃ શે૦ ૧૦૫] એ ૩ ચપટા નાકવાળો, ચીબો. ખરણાઃ 'અસ્' (પુ.), ખરણસઃ એ ૨–તીણા નાકવાળો, ગધેડાના જેવા નાકવાળો. નઃક્ષુદ્રઃ, ક્ષુદ્રનાસિક એ ૨–નાના નાકવાળો ક્ષુદ્ર નાકવાળો ॥ ૪૫૧ ॥ ખુરણાઃ 'અસ્' (પુ.), ખુરણસઃ, (વિકટઘોણઃ) એ ૨–તીક્ષ્ણ નાકવાળો, પશુની ખરી જેવા નાકવાળો. ઉન્નસઃ, ઉગ્રનાસિકઃ એ ૨–ઊંચી નાસિકાવાળો. પઙ્ગુઃ (પુ.), શ્રોણઃ [પઙ્ગુલઃ, પીઠસર્પી 'ઇન્' શે૦ ૧૦૫] એ ૨–પાંગળો ખલતિઃ (પુ.), ખલ્વાટ., પેન્દ્રલુપ્તિકઃ ॥ ૪૫૨ ॥, શિપિવિષ્ટઃ, વભ્રુઃ (પુ.), [ખલતઃ શિ૦ ૩૨] એ ૫–ટાલીઓ. કાણઃ,

નિખર્વઃ ખટ્ટનઃ ખર્વઃ, ખર્વશાખશ્ચ વામનઃ ।
અકર્ણ એડો બધિરો, દુશ્ચર્મા તુ દ્વિનગ્નકઃ ॥૪૫૪॥
વણ્ડશ્ચ શિપિવિષ્ટશ્ચ, ખોડખોરૌ તુ ખઞ્જકે ।
વિકલાઙ્ગસ્તુ પોગણ્ડ ઊર્ધ્વજ્ઞુરૂર્ધ્વજાનુકઃ ॥૪૫૫॥
ઊર્ધ્વજ્ઞશ્ચાપ્યથ પ્રજ્ઞુપ્રજ્ઞૌ વિરલજાનુકે ।
સંજ્ઞુસંજ્ઞૌ યુતજાનૌ, વલિનો વલિભઃ સમૌ ॥૪૫૬॥

કનનઃ, એકદૃક્ 'શ્' (એકાક્ષઃ) એ ૩-કાણો, એકાક્ષ. પૃશ્નિઃ (પુ.), અલ્પતનુઃ, [કિરાતઃ શે૦ ૧૦૫] એ ૨-નાના શરીરવાળો. કુબ્જઃ, ગડુલઃ [ન્યુજઃ શિ૦ ૩૨] એ ૨-કૂબડો, કુબ્જ. કુકરઃ, કુણિઃ એ ૨-ઠૂંઠો, હાથની ખોડવાળો. ॥૪૫૩॥ નિખર્વઃ, ખટ્ટનઃ, ખર્વઃ, ખર્વશાખઃ, વામનઃ [હ્રસ્વઃ શે૦ ૧૦૬] એ ૫-ઠીંગણો, વામન. અકર્ણઃ, (શ્રુતિવિકલઃ), એડઃ, બધિરઃ એ ૩-બહેરો. દુશ્ચર્મા 'અન્' (પુ.), દ્વિનગ્નકઃ ॥ ૪૫૪ ॥, વણ્ડઃ, શિપિવિષ્ટઃ એ ૪-ખરાબ ચામડી વાળો, ખરાબ ચામડીવાળા પુરુષચિન્હવાળો. ખોડઃ, ખોરઃ, ખઞ્જકઃ-ખઞ્જઃ એ ૩-લંગડો. વિકલાઙ્ગઃ, પોગણ્ડ એ ૨-પાંગળો, ઓછાવત્તા અંગવાળો. ઊર્ધ્વજ્ઞુઃ (પુ.), ઊર્ધ્વજાનુકઃ ॥ ૪૫૫ ॥, ઊર્ધ્વજ્ઞઃ એ ૩-ઊંચા ઢીંચણુવાળો, ઊભા રહેતાં જેના ઢીંચણુ ઊંચા રહે તે. પ્રજ્ઞુઃ (પુ), પ્રજ્ઞઃ, વિરલજાનુકઃ એ ૩-વચ્ચે આંતરાવાળા ઢીંચણુવાળો, ચાલતા ઢીંચણુ વચ્ચે ઘણું આંતરું રહે તે. સંજ્ઞુઃ (પુ.), સંજ્ઞઃ, યુતજાનુઃ એ ૩-જોડાયેલા ઢીંચણુવાળો, ચાલતાં ઢીંચણુ જોડેલા રહે તે. વલિનઃ, વલિભઃ એ ૨-જેની ચામડી ઢીલી પડતાં કરચોલી વળી ગઈ હોય તે. ॥ ૪૫૬ ॥ ઉદગ્રદન્ 'ત્' (પુ),

ઉદગ્રદન્ દન્તુરઃ સ્યાત્, પ્રલમ્બાણ્ડસ્તુ મુષ્કરઃ ।
અન્ધો ગતાક્ષ ઉત્પશ્ય, ઉન્મુખો ઽધોમુખસ્ત્વવાઙ્ ॥૪૫૭॥
મુણ્ડસ્તુ મુણ્ડિતઃ કેશી, કેશવઃ કેશિકોઽપિ ચ ।
વલિરઃ કેકરો વૃદ્ધનાભૌ તુણ્ડિલતુણ્ડિભૌ ॥૪૫૮॥
આમયાવ્યપટુર્ગ્લાનો, ગ્લાસ્નુર્વિકૃત આતુરઃ ।
વ્યધિતોઽભ્યમિતોઽભ્યાન્તો, દર્દ્રુરોગી તુ દર્દ્રુણઃ ॥૪૫૯॥
પામનઃ કચ્છુરસ્તુલ્યૌ, સાતિસારોઽતિસારકી ।
વાતકી વાતરોગી સ્યાત્, શ્લેષ્મલઃ શ્લેષ્મણઃ કફી ॥૪૬૦॥

દન્તુરઃ એ ૨–બહાર નીકળેલા દાંતવાળો, ખોખડદંતો. પ્રલમ્બાણ્ડઃ, મુષ્કરઃ એ ૨–લાંબા અંડવાળો. અન્ધઃ, ગતાક્ષઃ, (ચક્ષુર્વિકલઃ), [અનેડમૂકઃ શે૦ ૧૦૬] એ ૨–આંધળો. ઉત્પશ્યઃ, ઉન્મુખઃ એ ૨–ઊંચા મુખવાળો. અધોમુખઃ, અવાઙ્ 'ચ્', [ન્યુબ્જઃ શે૦ ૧૦૬] એ ૨–નીચા મુખવાળો ॥ ૪૫૭ ॥ મુણ્ડઃ, મુણ્ડિતઃ એ ૨–મૂંડાયેલો. કેશી 'ઇન્' (પુ.), કેશવઃ, કેશિકઃ એ ૩–વાળવાળો, કેશવાળો, વલિરઃ, કેકરઃ એ ૨–ત્રાંસી આંખવાળો. વૃદ્ધનાભિઃ, તુણ્ડિલઃ, તુણ્ડિભઃ એ ૩–મોટા પેટવાળો ॥ ૪૫૮ ॥ આમયાવી 'ઇન્' (પુ), અપટુઃ, ગ્લાન, ગ્લાસ્નુઃ, વિકૃતઃ, આતુરઃ, વ્યધિતઃ, અભ્યમિતઃ, અભ્યાન્તઃ, (રોગિતઃ). એ ૯–રોગી દદ્રુરોગી 'ઇન્' 'દદ્રુરોગી' (પુ.), દર્દ્રુણ 'દદ્રુણઃ' એ ૨–દાદરવાળો ॥ ૪૫૯ ॥ પામનઃ, કચ્છુરઃ [પામરઃ શિ૦ ૩૩] એ ૨–ખસ અને ખરજવાના રોગવાળો. સાતિસારઃ, અતિસારકી 'ઇન્' (પુ ), [અતીસારકી 'ઇન્' શિ૦ ૩૩] એ ૨ અતિસારનો રોગી, ઝાડાનો રોગી. વાતકી 'ઇન્' (પુ. ), વાતરોગી 'ઇન્' (પુ ), એ ૨–વાતરોગી, વાયુરોગી, શ્લેષ્મલઃ, શ્લે-

ક્લિન્નનેત્રે ચિલ્લચુલ્લૌ, પિલ્લોઽથાર્શોયુગર્શસઃ ।
મૂર્ચ્છિતે મૂર્ત્તમૂર્ચ્છાલૌ, સિધ્મલસ્તુ કિલાસિનિ ॥૪૬૧॥
પિત્તં માયુઃ કફઃ શ્લેષ્મા, બલાશઃ સ્નેહભૂઃ ખટઃ ।
રોગો રુજા રુગાતઙ્કો, માન્દ્યં વ્યાધિરપાટવમ્ ॥૪૬૨॥
આમ આમય આકલ્યમુપતાપો ગદઃ સમાઃ ।
ક્ષયઃ શોષો રાજયક્ષ્મા, યક્ષ્માઽથ ક્ષુત્ ક્ષુતં ક્ષવઃ ॥૪૬૩॥

ષ્મણઃ, કફી 'ઇન્' (પુ), એ ૩–સળેખમ કે કફના રોગવાળો. ॥ ૪૬૦ ॥ ક્લિન્નનેત્રઃ, ચિલ્લઃ, ચુલ્લઃ, પિલ્લઃ એ ૪–ચીપડાભરી આંખવાળો, ભીની આંખવાળો. અર્શોયુક્ 'જ્' (પુ.), અર્શસઃ એ ૨–હરસરોગવાળો મૂર્ચ્છિતઃ, મૂર્ત્તઃ, મૂર્ચ્છાલઃ એ ૩–મૂર્ચ્છા પામેલ, બેભાન. સિધ્મલઃ, કિલાસી 'ઇન્' (પુ.), એ ૨–શ્વેત કોઢના રોગવાળો ॥ ૪૬૧ ॥ પિત્તમ્, માયુઃ (પુ), [પલાગ્નિઃ, પલલજ્વરઃ, અગ્નિરેચકઃ શે૦ એ ૩–૧૦૬] એ ૨–પિત્ત. કફઃ, શ્લેષ્મા 'અન્' (પુ), બલાશઃ, સ્નેહભૂઃ (સ્ત્રી.), ખટઃ [[1]શિઙ્ઘાનકઃ, ખેટઃ શે૦ ૧૦૭] એ ૫–કફ. રોગઃ, રુજા, રુગ્ 'જ્' (સ્ત્રી.), આતઙ્કઃ, માન્દ્યમ્, વ્યાધિઃ (પુ) અપાટવમ્, ॥ ૪૬૨ ॥ આમઃ–આમનમ્, આમયઃ, આકલ્યમ્, ઉપતાપ, ગદઃ એ ૧૨–રોગ. ક્ષયઃ, શોષઃ, રાજયક્ષ્મા 'અન્' (પુ.), યક્ષ્મા 'અન્' (પુ), એ ૪–ક્ષયરોગ. ક્ષુત્ (સ્ત્રી), ક્ષુતમ્, ક્ષવઃ, (છિક્કા પેશ્યામ્) એ ૩–છીંક. ॥ ૪૬૩ ॥

૧ સિંહાનકઃ –માનુ૦ ।

કાસસ્તુ ક્ષવથુઃ પામા, ખસઃ કચ્છૂર્વિચર્ચિકા ।
કણ્ડૂઃ કણ્ડૂયનં ખર્જૂઃ, કણ્ડૂયાઽથ ક્ષતં વ્રણઃ ॥૪૬૪॥
અરુરીર્મં ક્ષણનુશ્ચ, રૂઢવ્રણપદં કિણઃ ।
શ્લીપદં પાદવલ્મીકઃ, પાદસ્ફોટો વિપાદિકા ॥૪૬૫॥
સ્ફોટકઃ પિટકો ગણ્ડઃ, પૃષ્ઠગ્રન્થિઃ પુનર્ગડુઃ ।
શ્વિત્રં સ્યાત્ પાણ્ડુરં કુષ્ઠં, કેશઘ્નં ત્વિન્દ્રલુપ્તકમ્ ॥૪૬૬॥
સિધ્મ કિલાસં ત્વક્પુષ્પં, સિધ્મં કોઠસ્તુ મણ્ડલમ્ ।
ગલગણ્ડો ગણ્ડમાલો, રોહિણી તુ ગલાઙ્કુરઃ ॥૪૬૭॥

કાસઃ, ક્ષવથુઃ ( પુ ), એ ૨–ખાસી. પામા 'અન્' ( સ્ત્રી.), પામા, ખસઃ, કચ્છૂઃ ( સ્ત્રી ), વિચર્ચિકા એ ૪ ખસ કણ્ડૂઃ ( સ્ત્રી. ), કણ્ડૂયનમ્, ખર્જૂઃ ( સ્ત્રી ), કણ્ડૂયા, [કણ્ડૂતિઃ ( સ્ત્રી ), ખર્જૂતિઃ ( સ્ત્રી. ), શિ૦ ૩૩] એ ૪–ખરજ, ખરજવું. ક્ષતમ્, વ્રણઃ ( પુ. ), ॥ ૪૬૪ ॥, અરુઃ 'ષ્' (ન. ), ઈર્મમ્ (પુ ન. ), ક્ષણનુઃ ( પુ ), એ ૫–ઘા, વ્રણ, નહિ રુઝતા ઘારા કિણઃ ( પુ ન. )–ડાઘ, ઘાનું ચિહ્ન શ્લીપદમ્, પાદવલ્મીકમ્ ( પુ. ન ) શ્લીપદરોગ, પગનો રોગ–જે પગના રોગમાં હાથીના પગ જેવા પગ થાય. હાથીપગો. પાદસ્ફોટઃ, વિપાદિકા એ ૨–પગમા થયેલ ફોડ કે ફોલ્લો ॥ ૪૬૫ ॥ સ્ફોટકઃ, પિટકઃ (ત્રિ), ગણ્ડઃ, [વિસ્ફોટ. શિ૦ ૩૩] એ ૩–વિસ્ફોટક, ફોલ્લો. પૃષ્ઠગ્રન્થિ ( પુ. ), ગડુઃ ( પુ. ), એ ૨–પીઠમાં થયેલી ગાંઠ ખુંધ. શ્વિત્રમ્, પાણ્ડુરમ્–શ્વેતમ્, કુષ્ઠમ્ એ ૩–ધોળો કોઢરોગ કેશઘ્નમ્, ઇન્દ્રલુપ્તકમ્ એ ૨–કેશ ખરી પડે તેવો રોગ, વાતરોગ-વિશેષ. ॥ ૪૬૬ ॥ સિધ્મ 'અન્' ( ન. ), કિલાસમ્, ત્વક્પુષ્પમ્, સિધ્મમ્ એ ૪–ચામડીના રોગ, કોઢરોગ. કોઠઃ, મણ્ડલમ્ (ત્રિ. )

हिक्का हेक्का च हल्लासः, प्रतिश्यायस्तु पीनसः ।
शोथस्तु श्वयथुः शोफे, दुर्नामार्शो गुदाङ्कुरः ॥४६८॥
छर्दी प्रच्छर्दिका छर्दिर्वमथुर्वमनं वमिः ।
गुल्मः स्यादुदरग्रन्थिरुदावर्त्तो गुदग्रहः ॥४६९॥
गतिर्नाडीव्रणो वृद्धिः, कुरण्डश्चाण्डवर्धने ।
अश्मरी स्यान्मूत्रकृच्छ्रे, प्रमेहो बहुमूत्रता ॥४७०॥

[मण्डलकम् शि० ३४] એ ૨-એક જાતનો કોઢ ગલગણ્ડ', ગણ્ડમાલઃ એ ૨ કંઠમાળ. રોહિણી, ગલાઙ્કુરઃ એ ૨-ગ ડમાળનો રોગ, એક જાતનો ગળાનો રોગ. ॥ ૪૬૭ ॥ हिक्का, हेक्का, हल्लासः એ ૩-હેડકી. प्रतिश्यायः, पीनसः એ ૨-પીનસરોગ, નાકનો રોગ. સળેખમ. शोथः (પુ ન ), श्वयथुः ( પુ ), शोफः એ ૩ સોજો दुर्नामा 'अन्' ( પુ ), अर्शः 'अस्' (ન ), गुदाङ्कुरः [गुदकीलः शि० ३४] એ ૩-હરસ, મસા ॥૪૬૮॥ छर्दिः ( સ્ત્રી. ન. ), प्रच्छर्दिका, छर्दिः 'प्' ( સ્ત્રી. ), वमथुः ( પુ ), वमनम्, वमिः (સ્ત્રી ), એ ૬-ઉલટી, વમન. गुल्मः ( પુ. ન ) उदरग्रन्थिः ( પુ. ), એ ૨-પેટની ગાંઠ, બરોલ, પેટની ડાબી બાજુનો માસ પિંડ, ગોળો. उदावर्त्तः, गुदग्रह એ ૨-મળમૂત્રાદિ રોકવાથી થતો રોગ, આફરો. ॥ ૪૬૯ ॥ गतिः (સ્ત્રી ), नाडीव्रणः, એ ૨-લોહી ઝરતું વ્રણ, નાસુર. वृद्धिः ( સ્ત્રી ), कुरण्डः, अण्डवर्धनम् એ ૩-અંડકોશની વૃદ્ધિ. अश्मरी, मूत्रकृच्छ्रम् એ ૨-મૂત્રાશયમા પથરીનો રોગ. प्रमेहः, बहुमूत्रता [मेहः शि० ३४] એ ૨-પ્રમેહ, પરમીઓ. ॥ ૪૭૦ ॥

આનાહસ્તુ વિબન્ધઃ સ્યાદ્, ગ્રહણીરુક્ પ્રવાહિકા ।
વ્યાધિપ્રભેદા વિદ્રધિભગન્દરજ્વરાદયઃ ॥૪૭૧॥
દોષજ્ઞસ્તુ ભિષગ્ વૈદ્ય, આયુર્વેદી ચિકિત્સકઃ ।
રોગહાર્યગદઙ્કારો, ભેષજં તન્ત્રમૌષધમ્ ॥૪૭૨॥
ભૈષજ્યમગદો જાયુશ્ચિકિત્સા રુક્પ્રતિક્રિયા ।
ઉપચર્યોપચારૌ ચ, લઙ્ઘનં ત્વપતર્પણમ્ ॥૪૭૩॥
જાઙ્ગુલિકો વિષભિષક્, સ્વાસ્થ્યે વાર્ત્તમનામયમ્ ।
સહ્યારોગ્યે પટૂલ્લાઘવાર્ત્તકલ્યાસ્તુ નીરુજ ॥૪૭૪॥

આનાહઃ, વિબન્ધઃ એ ઝાડો અને પેશાબનું રોકાણું, બંધકોશ, આફરો. ગ્રહણીરુક્ 'જ્' (સ્ત્રી.), પ્રવાહિકા એ ૨-ઝાડાનો રોગ, સંગ્રહણી વિદ્રધિઃ (પુ. સ્ત્રી.)-હાડકામાં રહેલો ભયંકર સોજો. ભગન્દરઃ એ-ભગંદર. જ્વરઃ-તાવ તેમજ અર્બુદઃ વગેરે વ્યાધિના પ્રકારો છે. ॥ ૪૭૧ ॥ દોષજ્ઞઃ, ભિષક્ 'જ્' (પુ), વૈદ્યઃ, આયુર્વેદી 'ઇન્' (પુ.),-આયુર્વેદકઃ ચિકિત્સકઃ, રોગહારી 'ઇન્' (પુ.), અગદઙ્કારઃ [આયુર્વેદિકઃ શિ૦ ૩૪] એ ૭-વૈદ્ય. ભેષજમ્, તન્ત્રમ્, ઔષધમ્ (પુ ન) ॥ ૪૭૨ ॥, ભૈષજ્યમ્, અગદઃ, જાયુઃ (પુ.), એ ૬-ઔષધ ચિકિત્સા, રુક્પ્રતિક્રિયા, ઉપચર્યા, ઉપચારઃ એ ૪-રોગ દૂર કરવાની ક્રિયા લઙ્ઘનમ્, અપતર્પણમ્ એ ૨-લાંઘણુ. ॥૪૭૩॥ જાઙ્ગુલિકઃ, વિષભિષક્ 'જ્' (પું), (વિષવૈદ્યઃ) એ ૨-વિષવૈદ્ય, વિષવિદ્યાનો જાણકાર. સ્વાસ્થ્યમ્, વાર્તમ્, અનામયમ્, સહ્યમ્, આરોગ્યમ્ એ ૫-આરોગ્ય, રોગરહિતપણું પટુઃ (વિ.), ઉલ્લાઘઃ, વાર્ત્તઃ, કલ્યઃ, નીરુક્ 'જ્' એ ૫-નીરોગી ॥૪૭૪॥ પાર્શ્વિકઃ, સન્ધિજીવકઃ

કુસૃત્યા વિભવાઽન્વેષી, પાર્શ્વિકઃ સન્ધિજીવકઃ ।
સત્કૃત્યાઽલઙ્કૃતાં કન્યાં, યો દદાતિ સ કૂકુદઃ ॥૪૭૫॥
ચપલશ્ચિકુરો નીલીરાગસ્તુ સ્થિરસૌહૃદઃ ।
તતો હરિદ્રારાગોઽન્યઃ, સાન્દ્રસ્નિગ્ધસ્તુ મેદુરઃ ॥૪૭૬॥
ગેહેનર્દી ગેહેશૂરઃ, પિણ્ડીશૂરોઽસ્તિમાન્ ધની ।
સ્વસ્થાનસ્થઃ પરદ્વેષી, ગોષ્ઠશ્વોઽથાપદિ સ્થિતઃ ॥૪૭૭॥
આપન્નોઽથાપદ્ વિપત્તિર્વિપત્ સ્નિગ્ધસ્તુ વત્સલઃ ।
ઉપાધ્યભ્યાગારિકૌ તુ, કુટુમ્બવ્યાપૃતે નરિ ॥૪૭૮॥

એ ૨–લાંચ લેનાર, સંધિવડે આજીવિકા ચલાવનાર, દલાલી કરનાર. કૂકુદઃ [કૂપદઃ, પારિમિતઃ શે૦ ૧૦૭]–સત્કારપૂર્વક અલંકાર પહેરાવી કન્યાનું દાન કરનાર. ॥ ૪૭૫ ॥ ચપલઃ, ચિકુરઃ એ ૨–ચપલ નીલીરાગઃ, સ્થિરસૌહૃદઃ, (સ્થિરપ્રેમા 'અન્') એ ૨–ગાઢ સ્નેહી સ્થિર રાગવાળો. હરિદ્રારાગઃ–ક્ષણિક રાગવાળો. સાન્દ્રસ્નિગ્ધઃ, મેદુરઃ એ ૨–અતિશય સ્નિગ્ધ, અતિશય સ્નેહવાળો. ॥ ૪૭૬ ॥ ગેહેનર્દી 'ઇન્' (પુ.), ગેહેશૂરઃ, પિણ્ડીશૂરઃ એ ૩–ઘરમાં શૂરો. અસ્તિમાન્ 'મત્' (વિ.), ધની 'ઇન્' (વિ.), એ ૨–ધનવાન ગોષ્ઠશ્વઃ–પોતાના સ્થાનમાં રહી બીજાનો દ્વેષ કરનાર, પડોશી વગેરેનું સારું ન દેખી શકે તેવો, અદેખો. ॥ ૪૭૭ ॥ આપન્નઃ–એ આપત્તિમાં પડેલો, આફતથી ઘેરાયેલો આપદ્, વિપત્તિઃ, વિપદ્ એ ૩–(સ્ત્રી.), આપત્તિ, વિપત્તિ. સ્નિગ્ધઃ, વત્સલઃ એ ૨–સ્નેહવાળો. ઉપાધિઃ (પુ.), અભ્યાગારિકઃ, કુટુમ્બવ્યાપૃતઃ એ ૩–કુટુંબ પોષણ કરવામાં ઉદ્યત. ॥૪૭૮॥

जैवातृकस्तु दीर्घायुस्त्रासदायी तु शङ्कुरः ।
अभिपन्नः शरणार्थी, कारणिकः परीक्षकः ॥४७९॥
समर्धुकस्तु वरदो, व्रातीनाः सङ्घजीविनः ।
सभ्याः सदस्याः पार्षद्याः, सभास्ताराः सभासदः ॥४८०॥
सामाजिकाः सभा संसत्, समाजः परिषत् सदः ।
पर्षत् समज्या गोष्ठ्यास्था, आस्थानं समितिर्घटा ॥४८१॥
सांवत्सरो ज्यौतिषिको, मौहूर्त्तिको निमित्तवित् ।
दैवज्ञ-गणकाऽऽदेशि-ज्ञानि-कार्तान्तिका अपि ॥४८२॥

जैवातृकः, दीर्घायुः 'स्' [આયુષ્માન્ શિ૦ ૩૫] એ ૨-લાંબી આવરદાવાળો. त्रासदायी 'इन्' शङ्कुरः એ ૨-ત્રાસ આપનાર. अभिपन्नः, शरणार्थी 'इन्' (વિ.), એ ૨-શરણાગત, શરણાર્થી. कारणिकः, परीक्षकः, [आक्षपाटलिकः-શિ૦ ૩૫] એ ૨-પરીક્ષા કરનાર. ॥૪૭૯॥ समर्धुकः, वरदः એ ૨-વાંછિત આપનાર, વરદાન આપનાર. व्रातीनाः (પુ. બ.), संघजीविनः 'इन्' (પુ બ.), એ ૨-સંઘ-સમુદાયની સાથે રહી અનેક જાતની આજીવિકાવડે જીવનારા. सभ्याः, सदस्याः, पार्षद्याः, सभास्ताराः, सभासदः 'द्' ॥ ૪૮૦ ॥, सामाजिकाः [पारिषद्याः શિ૦ ૩૫] એ ૬-(પુ. બ) સભાજનો. सभा, संसद् (સ્ત્રી.), समाजः, परिषद् (સ્ત્રી), सदः 'स्' (સ્ત્રી. ન), पर्षद् (સ્ત્રી.), समज्या, गोष्ठी, आस्था, आस्थानम्-आस्थानी, समितिः (સ્ત્રી), घटा એ ૧૨-સભા. ॥ ૪૮૧ ॥ सांवत्सरः, ज्यौतिषिकः, मौहूर्त्तिकः, निमित्तविद्, दैवज्ञः, गणकः, आदेशी 'इन्' (વિ), ज्ञानी 'इन्' कार्तान्तिकः ॥૪૮૨॥, विप्रश्निकः, ईक्षणिकः, [नैमित्तिकः,

विप्रश्निकेक्षणिकौ च, सैद्धान्तिकस्तु तान्त्रिकः ।
लेखकेऽक्षरपूर्वाः स्युश्चणजीवकचञ्चवः ॥४८३॥
वार्णिको लिपिकरश्चाक्षरन्यासे लिपिलिविः ।
मषिधानं मषिकूपी, मलिनाम्बु मषी मसी ॥४८४॥
कुलिकस्तु कुलश्रेष्ठी, सभिको द्यूतकारकः ।
कितवो द्यूतकृद् धूर्तोऽक्षधूर्त्तश्चाक्षदेविनि ॥४८५॥
दुरोदरं कैतवं च, द्यूतमक्षवती पणः ।
पाशकः प्रासकोऽक्षश्च, देवनस्तत्पणो ग्लहः ॥४८६॥

नैमित्तः, मौहूर्तः એ ૩–શિ૦ ૩૬] એ ૧૧ જ્યોતિષી, દૈવજ્ઞ. सैद्धान्तिकः, तान्त्रिकः એ ૨–શાસ્ત્ર જાણનાર પારમેશ્વર વૈદ્યક અને જ્યોતિષાદિ શાસ્ત્ર જાણનાર लेखकः, अक्षरचणः, अक्षरजीवकः, [1]अक्षरचञ्चुः (પુ) ॥४८३॥, वार्णिकः, लिपिकरः–लिविकरः, [ कायस्थः, करणः શે૦ ૧૦૭] એ ૬–લેખક, લહીઓ. अक्षरन्यासः, लिपिः (સ્ત્રી.), लिविः (સ્ત્રી), [लिखिता શિ૦ ૩૬] એ ૩–લિપિ, લખાણ, અક્ષરન્યાસ मषिधानम्–मषीधानम्, (मषीभाजनम्), मषिकूपी–मषीकूपी એ ૨–સહીનો ખડીઓ मलिनाम्बु (ન.), मषी–मषिः (પુ. સ્ત્રી) मसी मसिः (પુ. સ્ત્રી.), [मेला શિ૦ ૩૬] એ ૩–મસી, સાહી, ॥४८४॥ कुलिकः, कुलश्रेष्ठी 'इन्', [कुलकः શિ૦ ૩૬] એ ૨–કુલવાન, નગરશેઠ. सभिकः, द्यूतकारकः એ ૨–જુગારી, જુગાર રમાડનાર. कितवः, द्यूतकृत् (પુ), धूर्त्तः, अक्षधूर्त्तः, अक्षदेवी 'इन्' (વિ.) એ ૫ લુચ્ચો, પાસાવડે જુગાર રમનાર. ॥४८५॥ दुरोदरम् (પુ ન.), कैतवम्, द्यूतम् (પુ ન), अक्षवती, पणः એ ૫–

१ अक्षरचुञ्चुः –भानु० ।

અષ્ટાપદઃ શારિફલં, શારઃ શારિશ્ચ ખેલની ।
પરિણાયસ્તુ શારીણાં, નયનં સ્યાત્ સમન્તતઃ ॥૪૮૭॥
સમાહ્વયઃ પ્રાણિદ્યૂતં, વ્યાલગ્રાહ્યાહિતુણ્ડિકઃ ।
સ્યાન્મનોજવસસ્તાતતુલ્યઃ શાસ્તા તુ દેશકઃ ॥૪૮૮॥
સુકૃતી પુણ્યવાન્ ધન્યો, મિત્રયુર્મિત્રવત્સલઃ ।
ક્ષેમઙ્કરો રિષ્ટતાતિઃ, શિવતાતિઃ શિવઙ્કરઃ ॥૪૮૯॥
શ્રદ્ધાલુરાસ્તિકઃ શ્રાદ્ધો, નાસ્તિકસ્તદ્વિપર્યયે ।
વૈરઙ્ગિકો વિરાગાર્હો, વીતદમ્ભસ્ત્વકલ્કનઃ ॥૪૯૦॥

જુગાર. પાશકઃ, પ્રાસકઃ, અક્ષઃ, દેવનઃ એ ૪ જુગાર રમવાના પાસા. ગ્લહઃ–ગ્લહિઃ, (અક્ષપણઃ) એ બાજી ઉપર હોડમાં મૂકેલી રકમ. ॥૪૮૬॥ અષ્ટાપદઃ (પુ ન), શારિફલમ્ (પુ. ન), [શારિફલકઃ શિ૦ ૩૭] એ ૨–ચોપાટ–શેત્રંજ વગેરે રમવાનું ખાનાવાળું લુગડું, સોગટાં ગોઠવવા માટેની ખાનાંવાળી બાજી. શારઃ (પુ. સ્ત્રી), શારિઃ (પુ. સ્ત્રી.), ખેલની એ ૩–શેત્રંજ વગેરેની સોગઠી. પરિણાયઃ–પાસા પ્રમાણે સોગટાં ફેરવવાં તે ॥૪૮૭॥ સમાહ્વયઃ, પ્રાણિદ્યૂતમ્ એ ૨–પ્રાણિદ્યૂત, કૂકડા વગેરે પ્રાણિઓને સરત કરી લડાવવા તે. વ્યાલગ્રાહી 'ઇન્' (વિ.) આહિતુણ્ડિકઃ–'અહિતુણ્ડિકઃ' એ ૨–ગારુડી, વાદી, સર્પ પકડનાર. મનોજવસઃ, તાતતુલ્ય [મનોજવ શિ૦ ૩૭] એ ૨–પિતાતુલ્ય (કાકા વગેરે) શાસ્તા 'તૃ' (વિ.), દેશકઃ એ ૨–શાસન કરનાર. ॥૪૮૮॥ સુકૃતી 'ઇન્' (વિ), પુણ્યવાન્ 'વત્' (વિ.), ધન્યઃ એ ૩–પુણ્યશાળી. મિત્રયુઃ (પુ), મિત્રવત્સલઃ એ ૨–મિત્ર ઉપર પ્રેમ રાખનાર. ક્ષેમઙ્કરઃ, રિષ્ટતાતિઃ (વિ.), શિવ-

પ્રણાય્યોઽસંમતોઽન્વેષ્ટાઽનુપદ્યથ સહઃ ક્ષમઃ ।
શક્તઃ પ્રભૂષ્ણુર્ભૂતાત્તસ્ત્વાવિષ્ટઃ શિથિલઃ શ્લથઃ ॥૪૯૧॥
સંવાહકોઽઙ્ગમર્દઃ સ્યાન્નષ્ટવીજસ્તુ નિષ્કલઃ ।
આસીન ઉપવિષ્ટઃ સ્યાદૂર્ધ્વે ઊર્ધ્વન્દમઃ સ્થિતઃ ॥૪૯૨॥
અધ્વનીનોઽધ્વગોઽધ્વન્યઃ, પાન્થઃ પથિકદેશિકૌ ।
પ્રવાસી તદ્ગણો હારિઃ, પાથેયં શમ્બલં સમે ॥૪૯૩॥

તાતિઃ (વિ.), શિવઙ્કરઃ એ ૪–કલ્યાણ કરનાર. ॥૪૮૯॥ શ્રદ્ધાલુઃ (વિ.), આસ્તિકઃ, શ્રાદ્ધઃ એ ૩–શ્રદ્ધાવાળો, આસ્તિક. નાસ્તિકઃ એ શ્રદ્ધારહિત–નાસ્તિક. વૈરઙ્ગિકઃ, વિરાગાર્હઃ એ ૨–વૈરાગ્યને યોગ્ય. વીતદમ્ભઃ, અકલ્કનઃ એ ૨–દંભવિનાનો, અમાયાવી, સરળ. ॥૪૯૦॥ પ્રણાય્યઃ, અસમ્મતઃ એ ૨ વિરુદ્ધ. અન્વેષ્ટા 'તૃ' (વિ.), અનુપદી 'ઇન્', (વિ.), એ ૨–પાછળ જનાર, શોધનાર. સહઃ, ક્ષમઃ, શક્તઃ, પ્રભૂષ્ણુઃ (વિ.), [સમર્થઃ, અલમ્ભૂષ્ણુઃ શે૦ ૧૦૮, પ્રભવિષ્ણુઃ શિ૦ ૩૭] એ ૪–સમર્થ, સહનશીલ. ભૂતાત્તઃ, આવિષ્ટઃ એ ૨–ભૂતગ્રસ્ત શિથિલઃ, શ્લથઃ એ ૨ ઢીલો ॥૪૯૧॥ સંવાહકઃ, અઙ્ગમર્દઃ એ ૨–અંગ મર્દન કરનાર. નષ્ટવીજઃ, નિષ્કલઃ એ ૨–સત્વરહિત, વીર્યરહિત. આસીનઃ, ઉપવિષ્ટઃ એ ૨–બેઠેલો ઊર્ધ્વઃ, ઊર્ધ્વન્દમઃ, સ્થિતઃ એ ૩–ઊભેલો. ॥૪૯૨॥ અધ્વનીન, અધ્વગઃ, અધ્વન્યઃ, પાન્થઃ, પથિકઃ, દેશિકઃ, પ્રવાસી 'ઇન્' (વિ.) એ ૭-મુસાફર. હારિઃ (સ્ત્રી.), પથિકસાર્થઃ એ ૨–મુસાફરનો સમુદાય. પાથેયમ્, શમ્બલમ્ (પું ન.) એ ભાતુ ॥૪૯૩॥ જઙ્ઘાલઃ, અતિજવઃ એ ૨–વેગવાળો. જઙ્ઘાકરિકઃ,

જઙ્ઘાલોઽતિજવો જઙ્ઘાકરિકો જાઙ્ઘિકો જવી ।
જવનસ્ત્વરિતે વેગે, રયો રંહસ્તરઃ સ્યદઃ ॥૪૯૪॥
જવો વાજઃ પ્રસરશ્ચ, મન્દગામી તુ મન્થરઃ ।
કામંગામ્યનુકામીનોઽત્યન્તીનોઽત્યન્તગામિનિ ॥૪૯૫॥
સહાયોઽભિચરોઽનોશ્ચ જીવિ-ગામિ-ચર-પ્લવાઃ ।
સેવકોઽથ સેવા ભક્તિઃ, પરિચર્યા પ્રસાદના ॥૪૯૬॥
શુશ્રૂષાઽઽરાધનોપાસ્તિવરિવસ્યાપરીષ્ટયઃ ।
ઉપચારઃ પદાતિસ્તુ, પત્તિઃ પદ્ગઃ પદાતિકઃ ॥૪૯૭॥

જાઙ્ઘિકઃ [જઙ્ઘાકરઃ શિ૦ ૩૮] એ ૨-ખેપીઓ. જવી 'ઇન્' (વિ), જવનઃ, ત્વરિતઃ એ ૩-ઘણા વેગવાળો (જઙ્ઘાલઃ થી ત્વરિતઃ સુધીના શબ્દો એકાર્થવાળા પણ છે.) વેગઃ, રયઃ, રંહઃ 'સ્' (ન.), તરઃ 'સ્' (ન) સ્યદઃ ॥૪૯૪॥, જવઃ, વાજઃ, પ્રસરઃ એ ૮-વેગ મન્દગામી 'ઇન્' (વિ.), મન્થરઃ એ ૨-ધીમે ચાલનાર. કામંગામી 'ઇન્' (વિ.) અનુકામીનઃ એ ૨ સ્વેચ્છાચારી. અત્યન્તીનઃ, અત્યન્તગામી 'ઇન્' (વિ) એ ૨-ઘણું ચાલનાર. ॥૪૯૫॥ સહાયઃ, અભિચરઃ, અનુજીવી 'ઇન્' (વિ.), અનુગામી 'ઇન્' (વિ), અનુચરઃ, અનુપ્લવઃ, સેવકઃ, [અનુગઃ શિ૦ ૩૮] એ ૭-સેવક, પાછળ ચાલનાર. સેવા, ભક્તિઃ (સ્ત્રી.), પરિચર્યા, પ્રસાદના ॥૪૯૬॥, શુશ્રૂષા, આરાધના, ઉપાસ્તિઃ (સ્ત્રી), વરિવસ્યા, પરીષ્ટિઃ (સ્ત્રી), ઉપચારઃ, [પર્યેપણા, ઉપાસના શિ૦ ૩૮] એ ૧૦-સેવા, ભક્તિ. પદાતિઃ (પુ), પત્તિઃ (પુ.) પદગઃ, પદાતિકઃ ॥૪૯૭॥, પદાતિકઃ, પાદચારી 'ઇન્' (વિ.), [1]પાદાજિઃ,

૧ પદાજિઃ –ભાનુ૦ ।

पादातिकः पादचारी, पदाजिपदिकावपि ।
सरः पुरोऽग्रतोऽग्रेभ्यः, पुरस्तो गम-गामि-गाः ॥४९८॥
प्रष्ठोऽथावेशिकाऽऽगन्तू, प्राघूणोऽभ्यागतोऽतिथिः ।
प्राघूर्णकेऽथावेशिकमातिथ्यं चातिथेय्यपि ॥४९९॥
सूर्योढस्तु स सम्प्राप्तो, यः सूर्येऽस्तं गतेऽतिथिः ।
पादार्थं पाद्यमर्घार्थमर्घ्यं वार्यथ गौरवम् ॥५००॥
अभ्युत्थानं व्यथकस्तु, स्याद् मर्मस्पृगरुन्तुदः ।
ग्रामेयके तु ग्रामीणग्राम्यौ लोको जनः प्रजा ॥५०१॥

पदिकः, [पादातः, पदगः शि० ૧૦૮] એ ૮–પગે ચાલનાર, પાળો. पुरःसरः, अग्रतःसरः, अग्रेसरः, पुरोगमः, पुरोगामी 'इन्' (वि.), पुरोगः ॥૪૯૮॥, प्रष्ठः (अग्रेगूः) એ ૭–અગ્રેસર, નાયક. आवेशिकः, आगन्तुः (पु.), प्राघूणः, अभ्यागतः, अतिथिः (पु.), प्राघूर्णकः, [आतिथ्य. शि० ૩૯] એ ૬–મહેમાન, પરોણો, અતિથિ आवेशिकम्, आतिथ्यम्, आतिथेयी (સ્ત્રી. ન.) એ ૩–મહેમાનગીરી ॥૪૯૯॥ सूर्योढः–સૂર્યાસ્ત બાદ આવેલ મહેમાન. पाद्यम्–પગ ધોવાનું પાણી. अर्घ्यम्–પૂજાને માટેનું પાણી. गौरवम् ॥૫૦૦॥, अभ्युत्थानम् એ ૨–ઉભા થઈને સત્કાર કરવો તે. व्यथकः, मर्मस्पृक् 'श्' (वि.), अरुन्तुदः એ ૩–પીડનાર. ग्रामेयकः, ग्रामीणः, ग्राम्यः એ ૩–ગામડીઓ. लोकः, जनः प्रजा એ ૩–લોક, પ્રજા ॥૫૦૧॥ आमुष्यायणः,

સ્યાદામુષ્યાયણોઽમુષ્યપુત્રઃ પ્રખ્યાતવપ્તૃકઃ ।
કુલ્યઃ કુલીનોઽભિજાતઃ, કૌલેયકમહાકુલૌ ॥૫૦૨॥
જાત્યો ગોત્રં તુ સન્તાનોઽન્વવાયોઽભિજનઃ કુલમ્ ।
અન્વયો જનનં વંશઃ, સ્ત્રી નારી વનિતા વધૂઃ ॥૫૦૩॥
વશા સીમન્તિની વામા, વર્ણિની મહિલાઽવલા ।
યોષા યોષિત્ વિશેષાસ્તુ, કાન્તા ભીરુર્નિતમ્બિની ॥૫૦૪॥
પ્રમદા સુન્દરી રામા, રમણી લલનાઽઙ્ગના ।
સ્વગુણેનોપમાનેન, મનોજ્ઞાદિપદેન ચ ॥૫૦૫॥

અમુષ્યપુત્રઃ, પ્રખ્યાતવપ્તૃકઃ એ ૩–પ્રખ્યાત પિતાનો પુત્ર. કુલ્યઃ, કુલીનઃ, અભિજાતઃ, કૌલેયકઃ, મહાકુલઃ ॥૫૦૨॥, જાત્ય [અભિજઃ શિ૦ ૩૯] એ ૬–કુલવાન. ગોત્રમ્, સન્તાનઃ, અન્વવાયઃ, અભિજનઃ, કુલમ્, અન્વયઃ, જનનમ્, વંશઃ, [સન્તતિઃ (સ્ત્રી.) શિ૦ ૩૯] એ ૮–કુલ, વંશ. સ્ત્રી, નારી, વનિતા, વધૂઃ ॥૫૦૩॥, વશા, સીમન્તિની, વામા, વર્ણિની, મહિલા, અવલા, યોષા, યોષિત્, [મહેલી, યોષિતા શિ૦ ૩૯] એ ૧૨–સ્ત્રી, નારી. કાન્તા, ભીરુઃ, નિતમ્બિની ॥૫૦૪॥ પ્રમદા, સુન્દરી, રામા, રમણી, લલના, અઙ્ગના એ ૯–વિશેષ પ્રકારની સ્ત્રીઓ. (કાન્તા–મનોહર સ્ત્રી, ભીરુઃ–બીકણ, નિતમ્બિની–સુંદર નિતંબવાળી, પ્રમદા–પ્રકૃષ્ટ મદવાળી, સુન્દરી–સુંદર અંગવાળી, રામા–ક્રીડા કરતી, રમણી–ક્રીડા કરનારી, લલના–ક્રીડાવાળી અઙ્ગના સુંદર અવયવવાળી.) પોતાના ગુણથી, ઉપમાનથી, મનોજ્ઞ વગેરે પદોથી અવયવોના વિશેષ પ્રકારવાળી ॥૫૦૫॥ અને વિશિષ્ટ અંગ

વિશેષિતાઙ્ગકર્મા સ્ત્રી, યથા તરલલોચના ।
અલસેક્ષણા મૃગાક્ષી, મત્તેભગમનાપિ ચ ॥૫૦૬॥
વામાક્ષી સુસ્મિતાઽસ્યાઃ સ્વં, માનલીલાસ્મરાદયઃ ।
લીલા વિલાસો વિચ્છિત્તિર્વિબ્બોકઃ કિલિકિઞ્ચિતમ્ ॥૫૦૭॥
મોટ્ટાયિતં કુટ્ટમિતં લલિતં વિહૃતં તથા ।
વિભ્રમશ્ચેત્યલઙ્કારાઃ સ્ત્રીણાં સ્વાભાવિકા દશ ॥૫૦૮॥
પ્રાગલ્ભ્યૌદાર્યમાધુર્યશોભાધીરત્વકાન્તયઃ ।
દીપ્તિશ્ચાઽયત્નજાઃ ભાવહાવહેલાસ્ત્રયોઽઙ્ગજાઃ ॥૫૦૯॥

અને ક્રિયાવાળી સ્ત્રીઓ–તરલલોચના, અલસેક્ષણા, મૃગાક્ષી, મત્તેભગમના ॥૫૦૬॥, વામાક્ષી, સુસ્મિતા, (વરારોહા, વરવર્ણિની, પ્રતીપદર્શિની) વગેરે શબ્દો થાય છે. માનઃ–અભિમાન, લીલા–શૃંગારચેષ્ટા, સ્મરઃ–કામ (મનોવિલાસ–મનનો વિલાસ.) વગેરે સ્ત્રીઓનું ધન છે. તેથી થતાં સ્ત્રીનાં નામો–માનિની, લીલાવતી, સ્મરવતી, (મનોવિલાસવતી) ઇત્યાદિ. લીલા ૧, વિલાસઃ ૨, વિચ્છિત્તિઃ (સ્ત્રી.), ૩ વિવ્વોકઃ–બિબ્બોકઃ ૪, કિલિકિઞ્ચિતમ્ ૫ ॥૫૦૭॥, મોટ્ટાયિતમ્–મોટ્ટાયિતમ્ ૬, કુટ્ટમિતમ્ ૭, લલિતમ્ ૮, વિહૃતમ્ ૯, વિભ્રમઃ ૧૦–એ દશ સ્ત્રીઓના સ્વાભાવિક અલંકારો છે, ॥૫૦૮॥ પ્રાગલ્ભ્યમ્ ૧, ઔદાર્યમ્ ૨, માધુર્યમ્ ૩ શોભા ૪, ધીરત્વમ્ ૫, કાન્તિઃ (સ્ત્રી.) ૬, દીપ્તિઃ (સ્ત્રી.), ૭–આ વગર મહેનતે પ્રાપ્ત થતાં સાત સાત્વિક અલંકારો. ભાવઃ ૧, હાવઃ ૨, હેલા ૩–આ ત્રણ અંગથી ઉત્પન્ન થતા અલંકારો છે. ક્રમથી અલ્પ, ઘણા અને બહુ જ વધારે શરીરના વિકારવિશેષ રૂપ આ અલંકારો છે. ॥૫૦૯॥ કોપના,

સા કોપના ભામિની સ્યાત્, છેકા મત્તા ચ વાણિની ।
કન્યા કની કુમારી ચ, ગૌરી તુ નગ્નિકાઽરજાઃ ॥૫૧૦॥
મધ્યમા તુ દૃષ્ટરજાસ્તરુણી યુવતિશ્ચરી ।
તલુની દિક્કરી વર્યા, પતિંવરા સ્વયંવરા ॥૫૧૧॥
સુવાસિની વધૂટી સ્યાચ્ચિરિણ્ટ્યથ સધર્મિણી ।
પત્ની સહચરી પાણિગૃહીતી ગૃહિણી ગૃહાઃ ॥૫૧૨॥
દારાઃ ક્ષેત્રં વધૂર્ભાર્યા, જની જાયા પરિગ્રહઃ ।
દ્વિતીયોઢા કલત્રં ચ, પુરન્ધ્રી તુ કુટુમ્બિની ॥૫૧૩॥

ભામિની એ ૨-કોપવાલી સ્ત્રી વાણિની-હોશિયાર અને ઉન્મત્ત સ્ત્રી. કન્યા, કની, કુમારી એ ૩-કુમારી ગૌરી, નગ્નિકા, અરજાઃ 'અસ્' (સ્ત્રી.) એ૩-ઋતુ નહિ પ્રાપ્ત થયેલ કન્યા, નવ કે દશ વર્ષની કન્યા. ॥૫૧૦॥ મધ્યમા, દૃષ્ટરજાઃ 'અસ્' (સ્ત્રી.) તરુણી, યુવતિઃ, ચરી, તલુની, દિક્કરી [યુવતી શિ૦ ૩૯] એ ૭-યુવાન સ્ત્રી, ઋતુ પ્રાપ્ત થયેલી સ્ત્રી. વર્યા, પતિંવરા, સ્વયંવરા એ ૩-જાતે વરને પસંદ કરી પરણનાર સ્ત્રી. ॥૫૧૧॥ સુવાસિની, સ્વવાસિની, વધૂટી વધ્વટી, ચિરિણ્ટી [ચરિણ્ટી, ચિરણ્ટી, ચરણ્ટી, એ ૩-શિ૦ ૪૦] એ ૩-પરણેલી યુવાન સ્ત્રી, કંઈક યુવાની આવ્યા પછી પરણેલી સ્ત્રી. સધર્મિણી, પત્ની, સહચરી, પાણિગૃહીતી, ગૃહિણી, ગૃહાઃ(પુ. બ. ન.) ॥૫૧૨॥ દારાઃ, (નિત્ય પુ. બ.), (દારઃ -પુ. દારા-સ્ત્રી,), ક્ષેત્રમ્, વધૂઃ, ભાર્યા, જની, જાયા, પરિગ્રહઃ, દ્વિતીયા, ઊઢા, કલત્રમ્ [કરાસ્તી, ગેહણી, સહધર્મિણી ॥૪૦॥, સધર્મચારિણી એ ૪-શિ૦ ૪૦, ૪૧] એ ૧૬-પત્ની, પરણેલી સ્ત્રી, સહચારિણી પુરન્ધ્રી, કુટુમ્બિની એ ૨-પુત્ર, નોકર વગેરે કુટુંબવાળી સ્ત્રી. ॥૫૧૩॥

પ્રજાવતી ભ્રાતુર્જાયા, સૂનોઃ સ્નુષા જની વધૂઃ ।
ભ્રાતૃવર્ગસ્ય યા જાયા, યાતરસ્તાઃ પરસ્પરમ્ ॥૫૧૪॥
વીરપત્ની વીરભાર્યા, કુલસ્ત્રી કુલવાલિકા ।
પ્રેયસી દયિતા કાન્તા, પ્રાણેશા વલ્લભા પ્રિયા ॥૫૧૫॥
હૃદયેશા પ્રાણસમા, પ્રેષ્ઠા પ્રણયિની ચ સા ।
પ્રેયસ્યાદ્યાઃ પુંસિ પત્યૌ, ભર્ત્તા સેક્તા પતિર્વરઃ ॥૫૧૬॥
વિવોઢા રમણો ભોક્તા, રુચ્યો વરયિતા ધવઃ ।
જન્યાસ્તુ તસ્ય સુહૃદો, વિવાહઃ પાણિપીડનમ્ ॥૫૧૭॥

પ્રજાવતી, ભ્રાતુર્જાયા પ્રાતૃજાયા એ ૨–ભાઈની સ્ત્રી, ભાભી. સ્નુષા, જની, વધૂઃ [વધૂટી શિ૦૪૧] એ ૩–પુત્ર વધૂ યાતરઃ 'ऋ' (સ્ત્રી. બ.), દેરાણીઓ, જેઠાણીઓ ॥૫૧૪॥ વીરપત્ની, વીરભાર્યા એ ૨–વીરપુરુષની સ્ત્રી. કુલસ્ત્રી, કુલવાલિકા, (કુલપાલિકા) એ ૨–કુલીન સ્ત્રી પ્રેયસી, દયિતા, કાન્તા, પ્રાણેશા, વલ્લભા, પ્રિયા ॥૫૧૫॥, હૃદયેશા, પ્રાણસમા, પ્રેષ્ઠા, પ્રણયિની [પ્રેમવતી શિ૦૪૧] એ ૧૦–વહાલી સ્ત્રી પ્રેયાન્ 'ઇયસ્' (પુ.), દયિતઃ, કાન્તઃ, પ્રાણેશઃ, વલ્લભઃ, પ્રિયઃ, હૃદયેશઃ, પ્રાણસમઃ, પ્રેષ્ઠઃ, પ્રણાયી 'इन्' (પુ.), ભર્ત્તા 'तृ' (પુ.), સેક્તા 'तृ', પતિઃ (પુ), વરઃ ॥૫૧૬॥, વિવોઢા 'तृ', રમણઃ, ભોક્તા 'तृ' રુચ્યઃ, વરયિતા 'तृ', ધવઃ [પરિણેતા 'तृ', [1]પાણિગ્રાહઃ, ઉપયન્તા 'तृ' શિ૦ ૪૧–૪૨] એ ૨૦–વહાલો પતિ, વર. જન્યાઃ–વરના મિત્રો, વરના સ્નેહીઓ. વિવાહઃ, પાણિપીડનમ્ ॥૫૧૭॥, પણિગ્રહણમ્, ઉદ્વાહઃ, ઉપયામઃ,

૧ પાણિગ્રહી ।–માનુ૦ ।

પાણિગ્રહણમુદ્વાહ, ઉપાત્ યામયમાવપિ ।
દારકર્મ પરિણયો, જામાતા દુહિતુઃ પતિઃ ॥૫૧૮॥
ઉપપતિસ્તુ જારઃ સ્યાદ્, ભુજઙ્ગો ગણિકાપતિઃ ।
જમ્પતી દમ્પતી જાયાપતી ભાર્યાપતી સમાઃ ॥૫૧૯॥

ઉપયમઃ, દારકર્મ 'અન્' (ન.) પરિણયઃ એ ૮–વિવાહ. [જામ્બૂલમાલિકા–વિવાહ. વરયાત્રા, દૌન્દુભી એ ૨–વરયાત્રા. ॥૧૦૮॥ ગોપાલી, વર્ણકમ્–વિલેપન, શરીરમાં પીઠી વગેરે લગાડવી તે. શાન્તિયાત્રા, વરનિમન્ત્રણમ્–વરનુ નિમંત્રણ. ઇન્દ્રાણીમહઃ, હેલિઃ –વરનો મહોત્સવ, ઉલૂલુઃ, મઙ્ગલધ્વનિઃ–માંગલિક શબ્દ, ॥૧૦૯॥, સ્વસ્ત્યયનં, પૂર્ણકલશમ્, મઙ્ગલાહ્નિકમ્ એ ૩-વિવાહમાં માંગલિક દિવસે કલશ ભરીને કરાતી શુભ ક્રિયા. મઙ્ગલસ્નાનમ્, શાન્તિકમ્ શાન્તિક ક્રિયામા સુગંધિ જલવડે કરાતુ સ્નાન. ॥૧૧૦॥ કરણમ્, હસ્તલેપઃ–લગ્નસમયે હાથમાં લેપ કરવો તે. પોડનમ્, હસ્તબન્ધઃ એ ૨–કરપીડન, પાણિગ્રહણ, હસ્તમેલાપ. સમવભ્રંશઃ–કરમોચન. વાર્તિકમ્, ધૂલિભક્તમ્-ધૂલિભક્ત, આ બધી વિવાહ પ્રસંગની ક્રિયાઓ છે શે૦ ૧૦૮–૧૧૧] જામાતા 'તૃ' એ–દીકરીનો પતિ, જમાઈ. ॥૫૧૮॥ ઉપપતિઃ (પુ.), જારઃ, એ ૨–પતિના જેવો, જાર પુરુષ. ભુજઙ્ગઃ, ગણિકાપતિઃ એ ૨–ગણિકાનો પતિ. જમ્પતી, દમ્પતી, જાયાપતી, ભાર્યાપતી એ ૪–(પુ.) પતિપત્ની, વરવહુ–એ બન્ને ॥૫૧૯॥ યૌતકમ્, સુદાયઃ, હરણમ્, [દાયઃ શિ૦૪૨] એ ૩-લગ્ન વગેરે પ્રસંગે કરાતો ચાંલ્લો, પતિપત્નીને પહેરામણીમાં

યૌતકં યુતયોર્દેયં, સુદાયો હરણં ચ તત્ ।
કૃતાભિષેકા મહિષી, ભોગિન્યોઽન્યા નૃપસ્ત્રિયઃ ॥૫૨૦॥
સૈરન્ધ્રી યાઽન્યવેશ્મસ્થા, સ્વતન્ત્રા શિલ્પજીવિની ।
અસિક્ન્યન્તઃપુરપ્રેષ્યા, દૂતીસઞ્ચારિકે સમે ॥૫૨૧॥
પ્રજ્ઞા પ્રાજ્ઞી પ્રજાનત્યાં, પ્રાજ્ઞા તુ પ્રજ્ઞયાન્વિતા ।
સ્યાદાભીરી મહાશૂદ્રી, જાતિપુંયોગયોઃ સમે ॥૫૨૨॥
પુંયુજ્યાચાર્ય્યાચાર્યાની, માતુલાની તુ માતુલી ।
ઉપાધ્યાયાન્યુપાધ્યાયી, ક્ષત્રિય્યર્યી ચ શૂદ્ર્યપિ ॥૫૨૩॥

મળેલું દ્રવ્ય. મહિષી–અભિષેક કરાયેલી રાજાની રાણી, પટરાણી. ભોગિન્યઃ 'ની' (સ્રી. બ ) અભિષેક વિનાની રાજાની રાણીઓ. ॥૫૨૦॥ સૈરન્ધ્રી–પારકે ઘેર રહેનારી સ્વતંત્ર અને કેશ સમારવા વગેરેનું શિલ્પ જાણનારી સ્રી. અસિક્ની–અંતઃપુરમાં નિમાયેલી સ્રી. દૂતી, સઞ્ચારિકા એ ૨–દૂતી ॥૫૨૧॥ પ્રજ્ઞા, પ્રાજ્ઞી, પ્રજાનતી એ–૩ જાણનાર સ્રી, તીક્ષ્ણ બુદ્ધિવાળી સ્રી. પ્રાજ્ઞા–બુદ્ધિવાળી સ્રી. આભીરી, મહાશૂદ્રી એ–ભરવાડની જાતિમા ઉત્પન્ન થયેલી સ્રી, ભરવાડની સ્રી. ॥૫૨૨॥ આચાર્યી, આચાર્યાની એ ૨–આચાર્યની સ્રી. માતુલાની, માતુલી એ ૨–મામાની, સ્રી. મામી. ઉપાધ્યાયાની ઉપાધ્યાયી એ ૨–ઉપાધ્યાયની સ્રી ક્ષત્રિયી એ ક્ષત્રિયની સ્રી. [1]અર્યી–વૈશ્યની સ્રી. શૂદ્રી–શૂદ્રની સ્રી ॥૫૨૩॥ આચાર્યા–સ્રી

[1] આર્યી–માનુ૦ ।

સ્વત આચાર્યી શૂદ્રા ચ, ક્ષત્રિયા ક્ષત્રિયાણ્યપિ ।
ઉપાધ્યાય્યુપાધ્યાયા સ્યાદર્યાઽર્યાણ્યૌ પુનઃ સમે ॥૫૨૪॥
દિધિષૂસ્તુ પુનર્ભૂર્દ્વિરૂઢાઽસ્યા દિધિષૂઃ પતિઃ ।
સ તુ દ્વિજોઽગ્રેદિધિષૂર્યસ્ય સ્યાત્ સૈવ ગેહિની ॥૫૨૫॥
જ્યેષ્ઠેઽનૂઢે પરિવેત્તાઽનુજો દારપરિગ્રહી ।
તસ્ય જ્યેષ્ઠઃ પરિવિત્તિર્જાયા તુ પરિવેદિની ॥૫૨૬॥
વૃષસ્યન્તી કામુકો સ્યાદિચ્છાયુક્તા તુ કામુકા ।
કૃતસાપત્નિકાઽધ્યૂઢાઽધિવિન્નાઽથ પતિવ્રતા ॥૫૨૭॥

આચાર્ય,વ્યાખ્યાત્રી સ્ત્રી. શૂદ્રા–શૂદ્ર જાતિમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી. ક્ષત્રિયા, ક્ષત્રિયાણી એ ૨–ક્ષત્રિય જાતિમા ઉત્પન્ન થયેલ સ્ત્રી. ઉપાધ્યાયી, ઉપાધ્યાયા એ ૨–શિક્ષિકા, ભણાવનારી સ્ત્રી [1]અર્યા, અર્યાણી એ ૨–વૈશ્ય જાતિમા ઉત્પન્ન થયેલી સ્ત્રી. ॥૫૨૪॥ દિધિષૂઃ–'દિધિષુઃ' પુનર્ભૂઃ, દ્વિરૂઢા, [દિધોષૂઃ શિ૦ ૪૨] એ ૩-ફરીથી પરણેલી, પુનર્લગ્નવાળી સ્ત્રી દ્વિધિષૂઃ એ પુનર્લગ્ન કરેલી સ્ત્રીનો પતિ અગ્રેદિધિષૂઃ–પુનર્લગ્ન કરેલી સ્ત્રીનો પતિ જો બ્રાહ્મણ હોય તો તે. ॥૫૨૫॥ પરિવેત્તા 'તૃ' ( પુ ) મોટો ભાઈ ન પરણેલો હોય ત્યારે પરણેલો નાનો ભાઈ. પરિવિત્તિઃ ( પુ. ) નાનો ભાઈ પરણેલો છતા કુંવારો મોટો ભાઈ. પરિવેદિની–એ મોટો ભાઈ નહિ પરણેલો છતા પરણેલ નાનાભાઈની સ્ત્રી ॥૫૨૬॥ વૃષસ્યન્તી, કામુકી એ ૨–મૈથુનની ઇચ્છાવાલી સ્ત્રી. કામુકા સામાન્ય ધનાદિકની ઇચ્છાવાળી સ્ત્રી. કૃતસાપત્નિકા, અધ્યૂઢા, [2]અધિવિન્ના એ ૩–આદ્ય સ્ત્રી, પહેલી પરણેલી સ્ત્રી. પતિવ્રતા ॥૫૨૭॥, એકપત્ની, સુચરિત્રા, સાધ્વી, સતી

૧ આર્યા, અર્યાણી । ૨ અધિવિત્તા–માનુ૦ ।

એકપત્ની સુચરિત્રા, સાધ્વી સત્યસતીત્વરી ।
પુંશ્ચલી ચર્પણી વન્ધક્યવિનીતા ચ પાંસુલા ॥૫૨૮॥
સ્વૈરિણી કુલટા યાતિ, યા પ્રિયં સાઽભિસારિકા ।
વયસ્યાલિઃ સખી સધ્રીચ્યશિશ્વી તુ શિશું વિના ॥૫૨૯॥
પતિવત્ની જીવત્પતિર્વિશ્વસ્તા વિધવા સમે ।
નિર્વીરા નિષ્પતિસુતા, જીવત્તોકા તુ જીવસૂઃ ॥૫૩૦॥
નશ્યત્પ્રસૂતિકા નિન્દુઃ, સશ્મશ્રુર્નરમાલિની ।
કાત્યાયની ત્વર્ધવૃદ્ધા, કાષાયવસનાઽધવા ॥૫૩૧॥

એ ૫—પતિવ્રતા સ્ત્રી. અસતી, ઇત્વરી, પુંશ્ચલી, ચર્પણી, વન્ધકી, અવનીતા, પાંસુલા ॥૫૨૮॥, સ્વૈરિણી, કુલટા [દુઃશાક્ષી; વન્ધુદા, કલકૂણિકા, ઘર્પણી, લાઞ્છની ખણ્ડશીલા, મદનમાલિકા ॥૧૧૨॥ [1]ત્રિલોચના, મનોહારી એ ૯—શે૦ ૧૧૨-૧૧૩] એ ૯—અસતી, કુલટા. અભિસારિકા—કામની ઇચ્છાથી પ્રિય પાસે જનારી સ્ત્રી. વયસ્યા, આલિઃ, સખી, સધ્રીચી એ ૪-સખી. અશિશ્વી-પુત્ર વિનાની સ્ત્રી ॥૫૨૯॥ પતિવત્ની, જીવત્પતિ., [જીવત્પત્ની શિ૦ ૪૨] એ ૨—સધવા સ્ત્રી. વિશ્વસ્તા, વિધવા એ ૨—વિધવા સ્ત્રી નિર્વીરા, નિષ્પતિસુતા [અવીરા શિ૦ ૪૩] એ ૨—પુત્ર વિનાની વિધવા સ્ત્રી જીવત્તોકા, જીવસૂઃ ( સ્ત્રી ), જેની સતતિ જીવતી રહેતી હોય તેવી સ્ત્રી. ॥૫૩૦॥ નિન્દુઃ (સ્ત્રી.), જેની સંતતિ મરી જતી હોય તેવી સ્ત્રી. સશ્મશ્રુઃ, નરમાલિની [પાલિઃ શે૦ ૧૧૩] એ ૨—દાઢી—મૂછવાળી સ્ત્રી કાત્યાયની—આધેડવયની કષાયવર્ણનાં વસ્ત્ર ધારણ કરનારી વિધવા [રણ્ડા, વિધવા શિ૦ ૪૩ વિધવા સ્ત્રી.] ॥૫૩૧॥ શ્રવણા, ભિક્ષુકી, મુણ્ડા, [ભિક્ષુણી

૧ વિલોચના ।—માનુ૦ ।

શ્રવણા ભિક્ષુકી મુણ્ડા, પોટા તુ સ્ત્રી નૃલક્ષણા ।
સાધારણસ્ત્રી ગણિકા, વેશ્યા પણ્યપણાઙ્ગના ॥૫૩૨॥
ભુજિષ્યા લઞ્જિકા રૂપાજીવા વારવધૂઃ પુનઃ ।
સા વારમુખ્યાથ ચુન્દી કુટ્ટની શમ્ભલી સમાઃ ॥૫૩૩॥

પોટા વોટા ચ ચેટી ચ, દાસી ચ કુટહારિકા ।
નગ્ના તુ કોટવી વૃદ્ધા, પલિક્ન્યથ રજસ્વલા ॥૫૩૪॥
પુષ્પવત્યધિરાત્રેયી, સ્ત્રીધર્મિણી મલિન્યવીઃ ।
ઉદક્યા ઋતુમતી ચ, પુષ્પહીના તુ નિષ્ફલા ॥૫૩૫॥

શે૦ ૧૧૩, શ્રમણા [શિ૦ ૪૩] એ ૩– સાધ્વી, ભિક્ષુણી. પોટા–પુરુષનાં લક્ષણવાળી સ્ત્રી. સાધારણસ્ત્રી, ગણિકા, વેશ્યા, પણ્યાઙ્ગના, પણાઙ્ગના ॥૫૩૨॥, ભુજિષ્યા, લઞ્જિકા, રૂપાજીવા [ખગાલિકા ૧૧૩॥, વારવાણિઃ, કામલેખા, ક્ષુદ્રા એ ૪–શે૦ ૧૧૩–૧૧૪] એ ૮–વેશ્યા વારવધૂઃ, વારમુખ્યા એ ૨–સેવાના કામમાં નિમાયેલી વેશ્યા. લોકોવડે આદર કરાયેલી વેશ્યા ચુન્દી, કુટ્ટની, શમ્ભલી એ ૩–કુટ્ટણી, પરસ્ત્રી, પુરુષનો સંયોગ મેળવી આપનારી સ્ત્રી. ॥૫૩૩॥ પોટા, વોટા, ચેટી, દાસી, કુટહારિકા, [ગણેરુકા, વડવા, કુમ્ભદાસી એ ૩-શે૦ ૧૧૪] એ ૫ દાસી નગ્ના–નગ્નિકા, કોટવી એ ૨ નગ્ન સ્ત્રી. પલિક્ની એ વૃદ્ધ સ્ત્રી રજસ્વલા ॥૫૩૪॥ પુષ્પવતી, અધિઃ, આત્રેયી, સ્ત્રીધર્મિણી, મલિની, અવીઃ, ઉદક્યા, ઋતુમતી [પુષ્પિતા શિ૦ ૪૩] એ ૯–રજસ્વલા સ્ત્રી, ઋતુવાળી સ્ત્રી પુષ્પહીના, નિષ્ફલા એ ૨–ઋતુ વિનાની સ્ત્રી ॥૫૩૫॥ રાકા–રજસ્વલા

રાકા તુ સરજાઃ કન્યા, સ્ત્રીધર્મઃ પુષ્પમાર્ત્તવમ્ ।
રજસ્તત્કાલસ્તુ ઋતુઃ, સુરતં મોહનં રતમ્ ॥૫૩૬॥
સંવેશનં સંપ્રયોગઃ, સંભોગશ્ચ રહો રતિઃ ।
ગ્રામ્યધર્મો નિધુવનં, કામકેલિઃ પશુક્રિયા ॥૫૩૭॥
વ્યવાયો મૈથુનં સ્ત્રીપુંસૌ દ્વન્દ્વં મિથુનં ચ તત્ ।
અન્તર્વત્ની ગુર્વિણી સ્યાદ્, ગર્ભવત્યુદરિણ્યપિ ॥૫૩૮॥
આપન્નસત્ત્વા ગુર્વી ચ, શ્રદ્ધાલુર્દોહદાન્વિતા ।
વિજાતા ચ પ્રજાતા ચ, જાતાઽપત્યા પ્રસૂતિકા ॥૫૩૯॥

કન્યા. સ્ત્રીધર્મઃ, પુષ્પમ્, આર્ત્તવમ્, રજઃ 'સ્' (ન.) [કુસુમમ્ શિ૦ ૪૪] એ ૪-સ્ત્રી રજ. ઋતુઃ (પુ) રજસ્‌નો કાલ. સુરતમ્, મોહનમ્, રતમ્ ॥૫૩૬॥, સંવેશનમ્, સમ્પ્રયોગઃ, સમ્ભોગઃ, રહઃ 'સ્' (ન.) રતિઃ (સ્ત્રી.), ગ્રામ્યધર્મઃ, નિધુવનમ્, કામકેલિઃ (સ્ત્રી), પશુક્રિયા ॥૫૩૭॥, વ્યવાયઃ, મૈથુનમ્, [પશુધર્મઃ શિ૦ ૪૪] એ ૧૪-મૈથુન, કામક્રીડા. સ્ત્રીપુંસૌ (દ્વિ. વ.) દ્વન્દ્વમ્, મિથુનમ્ એ ૩-સ્ત્રી પુરુષનુ જોડલું અન્તર્વત્ની, ગુર્વિણી, ગર્ભવતી, ઉદરિણી ॥૫૩૮॥ આપન્નસત્વા, ગુર્વી એ ૬-ગર્ભવતી સ્ત્રી. શ્રદ્ધાલુઃ (સ્ત્રી.), દોહદાન્વિતા એ ૨-દોહદવાળી સ્ત્રી ગર્ભનાપ્રભાવથી દોહદ ઉત્પન્ન થયેલ સ્ત્રી. વિજાતા, પ્રજાતા, જાતાપત્યા, પ્રસૂતિકા એ ૪-સુવાવડી સ્ત્રી, પ્રસૂતા સ્ત્રી. ॥૫૩૯॥ ગર્ભઃ, ગરભઃ, ભ્રૂણઃ, દોહદલક્ષણમ્, એ ૪-ગર્ભ. ગર્ભાશયઃ, જરાયુઃ (પુ), ઉલ્બમ્ (પુ. ન.) એ ૩-

ગર્ભસ્તુ ગરભો ભ્રૂણો, દોહદલક્ષણં ચ સઃ ।
ગર્ભાશયો જરાયૂલ્વે, કલલોલ્વે પુનઃ સમે ॥૫૪૦॥
દોહદં દૌર્હૃદં શ્રદ્ધા, લાલસા સૂતિમાસિ તુ ।
વૈજનનો વિજનનં, પ્રસવો નન્દનઃ પુનઃ ॥૫૪૧॥
ઉદ્વહોઽઙ્ગાત્મજઃ સૂનુસ્તનયો દારકઃ સુતઃ ।
પુત્રો દુહિતરિ સ્ત્રીત્વે, તોકાપત્યપ્રસૂતયઃ ॥૫૪૨॥
તુક્ પ્રજોભયોર્ભ્રાત્રીયો, ભ્રાતૃવ્યો ભ્રાતુરાત્મજે ।
સ્વસ્રીયો ભાગિનેયશ્ચ, જામેયઃ કુતપશ્ચ સઃ ॥૫૪૩॥

ગર્ભાશય, ગર્ભસ્થાન. કલલમ્ (પુ. ન.) ઉલ્વમ્ (પુ. ન.) એ ૨-શુક્ર અને રુધિરનું મિશ્રણ, ગર્ભવેષ્ટન ચર્મ. ॥૫૪૦॥ દોહદમ્ (પુ ન.), દૌર્હૃદમ્, શ્રદ્ધા, લાલસા (પુ. સ્ત્રી.) એ ૪-દોહદ. સૂતિમાસ્-'સૂતિમાસઃ', વૈજનનઃ એ ૨-પ્રસવ માસ, ગર્ભનો છેલ્લો માસ વિજનનમ્, પ્રસવઃ એ ૨-પ્રસવ, જન્મ. નન્દનઃ ॥૫૪૧॥, ઉદ્વહઃ, અઙ્ગજઃ, આત્મજઃ, સૂનુઃ (પુ.), તનયઃ, દારકઃ, સુતઃ, પુત્ર, [કુલધારકઃ ॥૧૧૪॥, દાયાદઃ, દ્વિતીયઃ એ ૩- શે૦ ૧૧૪-૧૧૫] એ ૯-પુત્ર નન્દની, ઉદ્વહા, અઙ્ગજા, આત્મજા, સૂનુઃ (સ્ત્રી.), તનયા, દારિકા, સુતા, પુત્રી, દુહિતા 'ત્' [ધીદા, સમર્ધુકા, દેહસઞ્ચારિણી એ ૩-શે૦ ૧૧૫] એ ૧૦-પુત્રી. તોકમ્, અપત્યમ્, પ્રસૂતિઃ (સ્ત્રી.), ॥૫૪૨॥ તુક્, પ્રજા, [સન્તાનઃ, સન્તતિઃ શે૦ ૧૧૫] એ ૫-સંતતિ, છોકરું. ભ્રાત્રીયઃ, ભ્રાતૃવ્યઃ એ ૨-ભત્રીજો. સ્વસ્રીયઃ ભાગિનેયઃ, જામેયઃ, કુતપઃ એ ૪-ભાણેજ. ॥૫૪૩॥ નપ્તા 'ત્' (પુ),

નપ્તા પૌત્રઃ પુત્રપુત્રો, દૌહિત્રો દુહિતુઃ સુતઃ ।
પ્રતિનપ્તા પ્રપૌત્રઃ સ્યાત્, તત્પુત્રસ્તુ પરમ્પરઃ ॥૫૪૪॥
પૈતૃષ્વસેયઃ સ્યાત્ પૈતૃષ્વસ્રીયસ્તુક્ પિતૃષ્વસુઃ ।
માતૃષ્વસ્રીયસ્તુક્ માતૃષ્વસુર્માતૃષ્વસેયવત્ ॥૫૪૫॥
વિમાતૃજો વૈમાત્રેયો, દ્વૈમાતુરો દ્વિમાતૃજઃ ।
સત્યાસ્તુ તનયે સાંમાતુરવદ્ માદ્રમાતુરઃ ॥૫૪૬॥
સૌભાગિનેયકાનીનૌ, સુભગાકન્યયોઃ સુતૌ ।
પૌનર્ભવપારસ્ત્રૈણેયૌ પુનર્ભૂપરસ્ત્રિયોઃ ॥૫૪૭॥

પૌત્રઃ, પુત્રપુત્રઃ એ ૩-પુત્રનો પુત્ર, પૌત્ર દૌહિત્રઃ, [નપ્તા 'તૃ' શે૦ ૧૧૬] દીકરીનો દીકરો. પ્રતિનપ્તા 'તૃ' (પુ.), પ્રપૌત્રઃ એ ૨-પૌત્રનો પુત્ર, પુત્રના પુત્રનો પુત્ર પરમ્પરઃ-પ્રપૌત્રનો પુત્ર ॥૫૪૪॥ પૈતૃષ્વસેયઃ પૈતૃષ્વસ્રીયઃ એ ૨-ફોઈનો દીકરો માતૃષ્વસ્રીયઃ માતૃષ્વસેયઃ એ ૨-માસીનો દીકરો. ॥૫૪૫॥ વિમાતૃજઃ વૈમાત્રેયઃ એ ૨-ઓરમાન ભાઈ. દ્વૈમાતુરઃ, દ્વિમાતૃજઃ એ ૨-બે માતાનો પુત્ર. સાંમાતુરઃ, માદ્રમાતુરઃ એ ૨-સતીનો પુત્ર ॥૫૪૬॥ સૌભાગિનેયઃ-સૌભાગ્યવતીનો પુત્ર. કાનીનઃ-કુંવારી સ્ત્રીનો ( કન્યાનો ) પુત્ર (વ્યાસ અને કર્ણ ) પૌનર્ભવઃ-પુનર્લગ્નવાળી સ્ત્રીનો પુત્ર પારસ્ત્રૈણેયઃ પર-સ્ત્રીનો પુત્ર ॥૫૪૭॥ દાસેયઃ, દાસેરઃ એ ૨-દાસીનો પુત્ર નાટેરઃ -નાટેયઃ, નટીસુતઃ એ ૨-નટીનો પુત્ર. બન્ધુલઃ, વાન્ધકિનેય,

દાસ્યા દાસેરદાસેયૌ, નાટેરસ્તુ નટીસુતઃ ।
વન્ધુલો વાન્ધકિનેયઃ, કૌલટેરોઽસતીસુતઃ ॥૫૪૮॥
સ તુ કૌલટિનેયઃ સ્યાદ્, યો ભિક્ષુકસતીસુતઃ ।
દ્વાવપ્યેતૌ કૌલટેયૌ, ક્ષેત્રજો દેવરાદિજઃ ॥૫૪૯॥
સ્વજાતે ત્વૌરસૌરસ્યૌ, મૃતે ભર્તરિ જારજઃ ।
ગોલકોઽથામૃતે કુણ્ડો, ભ્રાતા તુ સ્યાત્ સહોદરઃ ॥૫૫૦॥
સમાનોદર્યસોદર્યસગર્ભ્યસહજા અપિ ।
સોદરશ્ચ સ તુ જ્યેષ્ઠઃ, સ્યાત્ પિત્ર્યઃ પૂર્વજોઽગ્રજઃ ॥૫૫૧॥
જઘન્યજે યવિષ્ઠઃ સ્યાત્, કનિષ્ઠોઽવરજોઽનુજઃ ।
સ યવીયાન્ કનીયાંશ્ચ, પિતૃવ્યશ્યાલમાતુલાઃ ॥૫૫૨॥

કૌલટેરઃ, અસતીસુત, (કૌલટેયઃ) એ ૪-અસતી અથવા કુલટા (વ્યભિચારિણી) સ્ત્રીનો પુત્ર ॥૫૪૮॥ કૌલટિનેયઃ-ભિક્ષુકી સતી સ્ત્રીનો પુત્ર. કૌલટેયઃ-અસતી કે ભિક્ષુકી સતી સ્ત્રીનો પુત્ર ક્ષેત્રજઃ દીયર વગેરેથી થયેલ પુત્ર. ॥૫૪૯॥ ઔરસઃ, ઉરસ્યઃ, એ ૨-પોતાનાથી સ્વસ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર, સગો પુત્ર. ગોલકઃ પતિ મરી ગયા પછી જારથી ઉત્પન્ન થયેલો પુત્ર કુણ્ડઃ-પતિ જીવતાં છતાં જારથી ઉત્પન્ન થયેલો પુત્ર. ભ્રાતા 'તૃ' સહોદરઃ ॥૫૫૦॥, સમાનોદર્યઃ, સોદર્યઃ, સગર્ભ્યઃ, સહજઃ, સોદરઃ, [સગર્ભઃ, શિ૦ ૪૪] એ ૭-સગો ભાઈ. જ્યેષ્ઠ, પિત્ર્યઃ, પૂર્વજઃ, અગ્રજઃ, [અગ્રિમઃ શિ૦ ૪૪] એ ૪-મોટાભાઈ. ॥૫૫૧॥ જઘન્યજઃ, યવિષ્ઠઃ, કનિષ્ઠઃ, અવરજઃ, અનુજઃ, યવીયાન્ 'ઈયસ્' (પુ.), કનીયાન્ 'ઈયસ્' (પુ.) [કન્યસઃ શે૦ ૧૧૬] એ ૭-નાનો ભાઈ. પિતૃવ્ય.-પિતાનો ભાઈ-કાકો. શ્યાલઃ પત્નીનો ભાઈ-સાળો માતુલઃ-માતાનો ભાઈ-મામો ॥૫૫૨॥ દેવા

પિતુઃ પત્ન્યાશ્ચ માતુશ્ચ, ભ્રાતરૌ દેવૃદેવરૌ ।
દેવા ચાવરજે પત્યુર્જામિસ્તુ ભગિની સ્વસા ॥૫૫૩॥
નનાન્દા તુ સ્વસા પત્યુર્નનન્દા નન્દિનીત્યપિ ।
પત્ન્યા ભગિની જ્યેષ્ઠા, જ્યેષ્ઠશ્વશ્રૂઃ કુલી ચ સા ॥૫૫૪॥
કનિષ્ઠા શ્યાલિકા હાલી, યન્ત્રણી કેલિકુઞ્ચિકા ।
કેલિર્દ્રવઃ પરીહાસઃ, ક્રીડા લીલા ચ નર્મ ચ ॥૫૫૫॥
દેવનં કૂર્દનં ખેલા, લલનં વર્કરોઽપિ ચ ।
વપ્તા તુ જનકસ્તાતો, બીજી જનયિતા પિતા ॥ ૫૫૬ ॥

'વૃ' (પુ.), દેવરઃ, દેવા 'અન્' એ ૩–પતિનો નાનો ભાઈ–દીયર. જામિઃ ( સ્ત્રી ), ભગિની, સ્વસા 'સૃ' ( સ્ત્રી ) એ ૩–બહેન [વીરભવન્તી–મોટીબહેન. શે૦ ૧૧૬ ] ॥૫૫૩॥ નનાન્દા 'ન્દ', નનન્દા 'ન્દ', નન્દિની એ ૩–પતિની બહેન, નણંદ જ્યેષ્ઠશ્વશ્રૂઃ, કુલી એ ૨–પત્નીની મોટી બહેન ॥૫૫૪॥ શ્યાલિકા, હાલી, યન્ત્રણી, કેલિકુઞ્ચિકા એ ૪–પત્નીની નાની બહેન કેલિઃ ( પુ સ્ત્રી ), દ્રવઃ, પરીહાસઃ, પરિહાસઃ, ક્રીડા, લીલા, નર્મ 'ન્' (ન ) ॥૫૫૫॥ દેવનમ્, કૂર્દનમ્, ખેલા, લલનમ્, વર્કરઃ [સુખોત્સવઃ, રાગરસઃ, વિનોદઃ, કિલઃ એ ૪–શે૦ ૧૧૭] એ ૧૧–ક્રીડા, રમત વપ્તા 'તૃ' ( પુ. ) જનકઃ, તાતઃ, બીજી 'ઇન્' ( પુ ), જનયિતા 'તૃ' ( પુ ) પિતા 'તૃ' ( પુ ), [ [1]વપ્યઃ, જનિત્રઃ, રેતોધાઃ 'અસ્' ( પુ. ), એ ૩–શે૦૧૧૭] એ ૯-પિતા, બાપ. ॥૫૫૬॥ પિતામહઃ-પિતાના પિતા,

[1]વપ્પ'–માતુ૦ ।

પિતામહસ્તસ્ય પિતા, તત્પિતા પ્રપિતામહઃ ।

માતુર્માતામહાદ્યેવં, માતાઽમ્બા જનની પ્રસૂઃ ॥ ૫૫૭ ॥

સવિત્રી જનયિત્રી ચ, ક્રુમિલા તુ બહુપ્રસૂઃ ।

ધાત્રી તુ સ્યાદુપમાતા, વીરમાતા તુ વીરસૂઃ ॥ ૫૫૮ ॥

શ્વશ્રૂર્માતા પતિપત્ન્યોઃ, શ્વશુરસ્તુ તયોઃ પિતા ।

પિતરસ્તુ પિતુર્વંશ્યા, માતુર્માતામહાઃ કુલે ॥ ૫૫૯ ॥

પિતરૌ માતાપિતરૌ માતરપિતરૌ પિતા ચ માતા ચ ।

શ્વશ્રૂશ્વશુરૌ શ્વશુરૌ પુત્રૌ પુત્રશ્ચ દુહિતા ચ ॥ ૫૬૦ ॥ (આર્યા)

દાદા. પ્રપિતામહઃ-પિતામહના પિતા, વડા દાદા, માતામહઃ-માતાના પિતા. પ્રમાતામહઃ-માતામહના પિતા. માતા 'તૃ' (સ્ત્રી.), અમ્બા, જનની પ્રસૂઃ ॥૫૫૭॥, સવિત્રી, જનયિત્રી [જાની શે૦ ૧૧૭, જનિત્રી શિ૦ ૪૫] એ ૬-માતા, મા. ક્રુમિલા, બહુપ્રસૂ એ ૨-ઘણીવાર પ્રસવ કરનારી. ધાત્રી, ઉપમાતા 'તૃ' (સ્ત્રી), એ ૨-ધાવ માતા. વીરમાતા 'તૃ' (સ્ત્રી), વીરસૂઃ એ ૨-વીર પુરુષને જન્મ આપનારી ॥૫૫૮॥ શ્વશ્રૂઃ-પતિ કે પત્નીની માતા સાસુ. શ્વશુરઃ-પતિ કે પત્નીનો પિતા, સસરો પિતરઃ 'તૃ' (પુ બ.) પિતાના વંશમાં થયેલા માતામહાઃ (પુ બ.)-માતાના વંશમા થયેલા ॥૫૫૯॥ પિતરૌ, માતાપિતરૌ, માતરપિતરૌ એ ૩-'ઋ' (પુ દ્વિ.), માતા-પિતા બંને શ્વશ્રૂશ્વશુરૌ, શ્વશુરૌ એ ૨-(પુ. દ્વિવ) સાસુ-સસરો બંને. પુત્રૌ (પુ દ્વિવ.)-દીકરો-દીકરી બંને, ॥૫૬૦॥ ભ્રાતરૌ 'તૃ'

भ्राता च भगिनी चापि, भ्रातरावथ बान्धवः ।
स्वो ज्ञातिः स्वजनो बन्धुः, सगोत्रश्च निजः पुनः ॥ ५६१ ॥
आत्मीयः स्वः स्वकीयश्च, सपिण्डास्तु सनाभयः ।
तृतीयाप्रकृतिः पण्डः, षण्ढः क्लीबो नपुंसकम् ॥ ५६२ ॥
इन्द्रियायतनमङ्गविग्रहौ, क्षेत्रगात्रतनुभूघनास्तनूः ।
मूर्त्तिमत्करणकायमूर्त्तयो, वेरसंहननदेहसञ्चराः ॥ ५६३ ॥
घनो बन्धः पुरं पिण्डो वपुः पुद्गलवर्ष्मणी ।
कलेवरं शरीरोऽस्मिन्नजीवे कुणपं शवः ॥ ५६४ ॥

(પુ. દ્વિ)-ભાઈ બહેન બંને बान्धवः, स्वः, ज्ञातिः (પુ.), स्वजनः, बन्धुः (પુ), सगोत्रः એ ૬-સ્વજન, એક ગોત્રનો કુટુંબી. निजः ॥૫૬૧॥, आत्मीयः, स्वः, स्वकीयः એ ૪-(વિ.) પોતાનું सपिण्डाः, सनाभयः એ ૨-(પુ બ વ), પિત્રાઈઓ-સાતપેઢી સુધીના કુટુંબીઓ तृतीयाप्रकृतिः (સ્ત્રી.), पण्डः, षण्ढः, क्लीबः, नपुंसकम् (પુ ન) [शण्ढः, शण्ठः, पण्डुः એ ૩-શિ૦ ૪૫] એ ૫-નપુંસક. ॥૫૬૨॥ इन्द्रियायतनम्, अङ्गम्, विग्रहः, क्षेत्रम्, गात्रम्, तनुः (સ્ત્રી) भूघनः, तनूः (સ્ત્રી.) मूर्त्तिमत् (ન.), करणम्, कायः, मूर्त्तिः (સ્ત્રી), वेरम् (પુ ન.), संहननम्, देहः (પુ ન), सञ्चरः ॥૫૬૩॥, घनः, बन्धः, पुरम्, पिण्डः (પુ. ન.), वपुः 'ष्' (ન.), पुद्गल, वर्ष्म 'न्' (ન.), कलेवरम्, शरीरः (પુ. ન,) [सिनम्, अजनुकः, चतुःशाखम्, षडङ्गकम्, व्यधिस्थानम्-એ ૫-શિ૦ ૧૧૮] એ ૨૫-શરીર. कुणपम्, शवः (પુ. ન) ॥૫૬૪॥,

૩ ૧ ૧ ૨ ૧
મૃતકં રુણ્ડ-કબન્ધૌ, ત્વપશીર્ષે ક્રિયાયુજિ ।
૧ ૨ ૩ ૧ ૧ ૨ ૧
વયાંસિ તુ દશાઃ પ્રાયાઃ, સામુદ્રં દેહલક્ષણમ્ ॥ ૫૬૫ ॥
૧ ૨ ૩ ૪ ૧
એકદેશે પ્રતીકોઽઙ્ગાવયવાઽપઘના અપિ ।
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
ઉત્તમાઙ્ગં શિરો મૂર્ધા, મૌલિર્મુણ્ડં ક-મસ્તકે ॥ ૫૬૬ ॥
૮ ૯ ૧૦ ૧૧ ૧
વરાઙ્ગં કરણત્રાણં, શીર્ષં મસ્તિકમિત્યપિ ।
૧ ૨ ૩ ૪ ૫
તજ્જાઃ કેશાસ્તીર્થવાકાશ્ચિકુરાઃ કુન્તલાઃ કચાઃ ॥ ૫૬૭ ॥
૬ ૧ ૧ ૨ ૩ ૪
વાલાઃ સ્યુસ્તત્પરાઃ પાશો, રચના ભાર ઉચ્ચયઃ ।
૫ ૬ ૭ ૧
હસ્તઃ પક્ષઃ કલાપશ્ચ, કેશભૂયસ્ત્વવાચકાઃ ॥ ૫૬૮ ॥

મૃતકમ્ એ ૩–મડદું, કલેવર. રુણ્ડઃ, કબન્ધઃ (પુ. ન.) એ ૨–નાચતું ધડ વયાંસિ 'સ્' (ન. બ.), દશાઃ (સ્ત્રી. બ.), પ્રાયાઃ (પુ. બ.), એ ૩–વય–ઉમર, બાલ્યાદિ વય સામુદ્રમ્, દેહલક્ષણમ્ એ ૨–ચક્ર, ધ્વજ વગેરે દેહનાં લક્ષણ. ॥૫૬૫॥ પ્રતીકઃ, અઙ્ગમ્, અવયવઃ, અપઘનઃ [ગાત્રમ્ શે૦ ૧૧૮] એ ૪– શરીરના અવયવ ઉત્તમાઙ્ગમ્, શિરઃ 'સ્' (ન.), મૂર્ધા 'અન્' (પુ.), મૌલિઃ (પુ. સ્ત્રી.), મુણ્ડમ્ (પુ. ન.) કમ્, મસ્તકમ્ (પુ. ન.) ॥૫૬૬॥, વરાઙ્ગમ્, કરણત્રાણમ્, શીર્ષમ્, મસ્તિકમ્ એ ૧૧–મસ્તક. (શિરસિજાઃ) કેશાઃ, તીર્થવાકાઃ, ચિકુરાઃ, કુન્તલાઃ, કચાઃ ॥૫૬૭॥, વાલા (પુ. ન.), [વૃજિનઃ, વેલ્લિતાગ્રઃ, અસ્રઃ, એ ૩–શે૦ ૧૧૯, ચિહુરાઃ શિ૦ ૪૫] એ ૬–(પુ. બ.), કેશ, વાળ. કેશપાશઃ, કેશરચના, કેશભારઃ, કેશોચ્ચયઃ, કેશહસ્તઃ, કેશપક્ષઃ, કેશકલાપઃ, એ ૭-કેશનો સમૂહ, કેશ રચના. ॥૫૬૮॥ અલકઃ (પુ. ન.), કર્કરાલઃ,

અલકસ્તુ કર્કરાલઃ, ખઙ્ખરશ્ચૂર્ણકુન્તલઃ ।
સ તુ ભાલે ભ્રમરકઃ, કુરુલો ભ્રમરાલકઃ ॥ ૫૬૯ ॥
ધમ્મિલ્લઃ સંયતાઃ કેશાઃ, કેશવેષે કવર્યથ ।
વેણિઃ પ્રવેણી શીર્ષણ્યશિરસ્યૌ વિશદે કચે ॥ ૫૭૦ ॥
કેશેષુ વર્ત્મ સીમન્તઃ, પલિતં પાણ્ડુરઃ કચઃ ।
ચૂડા કેશી કેશપાશી, શિખા શિખણ્ડિકા સમાઃ ॥ ૫૭૧ ॥
સા બાલાનાં કાકપક્ષઃ, શિખણ્ડકશિખાણ્ડકૌ ।
તુણ્ડમાસ્યં મુખં વક્ત્રં, લપનં વદનાનને ॥ ૫૭૨ ॥

ખઙ્ખરઃ, ચૂર્ણકુન્તલઃ (કુટિલકેશઃ) એ ૪-ગુચળાવાળા વાળ, વાંકા વાળ. ભ્રમરકઃ ( પુ. ન. ), કુરુલઃ, ભ્રમરાલકઃ એ ૩-લલાટ ઉપરના લટકતા વાળ. ॥૫૬૯॥ ધમ્મિલ્લઃ [મૌલિઃ, જૂટકઃ શે૦ ૧૧૯] અંબોડો, મોતીની દામણી વગેરે ભૂષણો સહિત વાળેલો અંબોડો કવરી [[1]વર્વરી શે૦ ૧૧૯] કેશવેષઃ એ ૨-કેશ રચના-ગૂંથેલા વ્યવસ્થિત કેશ, અંબોડો. વેણિઃ-વેણી, પ્રવેણી--પ્રવેણિઃ એ ૨-વેણી, સર્પાકારે ગૂંથેલો ચોટલો. શીર્ષણ્યઃ, શિરસ્યઃ [પ્રલોમ્યઃ શે૦ ૧૧૯] એ ૨-નિર્મળ કેશ. ॥૫૭૦॥ સીમન્તઃ-સેંથો. પલિતમ્ ( પુ. ન. )-વૃદ્ધાવસ્થામાં કેશ ધોળા થાય છે તે. ચૂડા, કેશી, કેશપાશી, શિખા, શિખાણ્ડકા એ ૫-શિખા, ચોટલી. ॥૫૭૧॥ કાકપક્ષઃ, શિખણ્ડકઃ, શિખાણ્ડકઃ એ ૩-કાનશેરીયાં, જુલ્ફા. તુણ્ડમ્, આસ્યમ્, મુખમ્ ( પુ. ન. ), વક્ત્રમ્, લપનમ્ વદનમ્, આનનમ્ [દન્તાલયઃ, તેરમ્, ઘનમ્, [2]ચરમ્, ઘનોત્તમમ્, એ ૫-શે૦ ૧૨૦] એ ૭-મુખ. ॥૫૭૨॥ ભાલમ્ ( પુ. ન. ), ગોધિઃ (સ્ત્રી),

૧ પર્પરી ગાજુ૦ । ૨ વરમ્-માન૦ ।

ભાલે ગોધ્યલિકાલીકલલાટાનિ શ્રુતૌ શ્રવઃ ।
શબ્દાધિષ્ઠાનપૈઞ્જૂષમહાનાદધ્વનિગ્રહાઃ ॥ ૫૭૩ ॥
કર્ણઃ શ્રોત્રં શ્રવણં ચ, વેષ્ટનં કર્ણશષ્કુલી ।
પાલિસ્તુ કર્ણલતિકા, શઙ્ખો ભાલશ્રવોઽન્તરે ॥ ૫૭૪ ॥
ચક્ષુરક્ષીક્ષણં નેત્રં, નયનં દૃષ્ટિરમ્બકમ્ ।
લોચનં દર્શનં દૃક્ ચ, તત્તારા તુ કનીનિકા ॥ ૫૭૫ ॥
વામં તુ નયનં સૌમ્યં, માનવીયં તુ દક્ષિણમ્ ।
અસૌમ્યેઽક્ષણ્યનક્ષિ સ્યાદીક્ષણં તુ નિશામનમ્ ॥ ૫૭૬ ॥

અલિકમ્, અલીકમ્, લલાટમ્, એ ૫ કપાળ, લલાટ. શ્રુતિઃ (સ્ત્રી) શ્રવઃ 'સ્' (ન.), શબ્દાધિષ્ઠાનમ્, પૈઞ્જૂષઃ (પુ. ન.), મહાનાદઃ, ધ્વનિગ્રહઃ ॥૫૭૩॥, કર્ણઃ, શ્રોત્રમ્ (પુ ન.), શ્રવણમ્ [શબ્દગ્રહઃ શિ૦૪૫] એ ૯–કાન. વેષ્ટનમ્, કર્ણશષ્કુલી એ ૨–કર્ણપાપડી, કાનમાં રહેલ પોલાણ, કાનનો પડદો. પાલિઃ (સ્ત્રી.), કર્ણલતિકા એ ૨–કાનની વેલ, કાનનો અગ્રભાગ [કર્ણપ્રાન્તઃ, ધારા–કાનનો પ્રાન્તભાગ. કર્ણમૂલમ્, શીલકમ્–કાનનો મૂલ ભાગ. શે૦ ૧૨૦] શઙ્ખઃ (પુ ન)–૧ કપાળ અને કાનની વચ્ચેનો ભાગ, લમણું, એ ૨ લલાટનુ હાડકુ. ॥૫૭૪॥ ચક્ષુઃ 'ષ્' (ન) અક્ષિ (ન.), ઈક્ષણમ્, નેત્રમ્ (પુ ન), નયનમ્, દૃષ્ટિઃ (સ્ત્રી), અમ્બકમ્, લોચનમ્, દર્શનમ્, દૃક્ 'શ્' (સ્ત્રી.), [રૂપગ્રહઃ, દેવદીપઃ શે૦ ૧૨૧; વિલોચનમ્ [શિ૦ ૪૬] એ ૧૦–આંખ. તારા (પુ. સ્ત્રી.)–તારકા, કનીનિકા એ ૨–આંખની કીકી. ॥૫૭૫॥ સૌમ્યમ્–ડાબી આંખ. માનવીયમ્–જમણી આંખ અનક્ષિ (ન)–વિકારવાળી આંખ. ઈક્ષણમ્, નિશામનમ્ ॥૫૭૬॥ નિભાલનમ્, નિશમનમ્, નિધ્યાનમ્, અવલો-

निभालनं निशमनं, निध्यानमवलोकनम् ।
दर्शनं द्योतनं निर्वर्णनं चार्धवीक्षणम् ॥ ५७७ ॥
अपाङ्गदर्शनं काक्षः, कटाक्षोऽक्षिविकूणितम् ।
स्यादुन्मीलनमुन्मेषो, निमेषस्तु निमीलनम् ॥ ५७८ ॥
अक्ष्णोर्बाह्यान्तावपाङ्गौ, भ्रूरूर्ध्वे रोमपद्धतिः ।
सकोपभ्रूविकारे स्यात्, भ्र-भ्रु-भ्रू-भृ-परा कुटिः ॥ ५७९ ॥
कूर्चं कूर्पं भ्रुवोर्मध्ये, पक्ष्म स्यान्नेत्ररोमणि ।
गन्धज्ञा नासिका नासा, घ्राणं घोणा विकूणिका ॥ ५८० ॥

कनम्, दर्शनम्, द्योतनम्, निर्वर्णनम् એ ૯–જોવું, अर्धवीक्षणम् ॥૫૭૭॥, अपाङ्गदर्शनम्, काक्षः, कटाक्षः, अक्षिविकूणितम् એ ૫–કટાક્ષ, વાંકી નજરે જોવું તે. उन्मीलनम्, उन्मेषः એ ૨ આંખ ખોલવી. निमेषः, निमीलनम् એ ૨–આંખ બંધ કરવી ॥૫૭૮॥ अपाङ्गौ (પુ. દ્વિ)–આંખ પાસેના બહાર અને અંદરના ખૂણા, આંખના છેડા. भ्रूः (સ્ત્રી) આંખ ઉપરના રુંવાડાં, ભમર, ભવા भ्रकुटिः, भ्रुकुटिः, भ्रूकुटिः, भृकुटिः એ ૪ (સ્ત્રી)-ક્રોધ વગેરેથી વાંકી ભ્રમર થાય છે તે. ॥૫૭૯॥ कूर्चम् (પુ. ન.), कूर्पम् એ ૨–બે ભવાંનો વચલો ભાગ पक्ष्म 'न्' (પુ. ન)–આંખની પાંપણ. गन्धज्ञा, नासिका, नासा, घ्राणम्, घोणा, विकूणिका ॥૫૮૦॥, नक्रम् (પુ. ન.) नक्रटकम्, शिङ्घिनी [गन्धहृत्, नसा, गन्धवहा, नस्या, नासिक्यम्,

નક્રં નર્કુટકં શિઙ્ઘિન્યોષ્ઠોઽધરો રદચ્છદઃ ।
દન્તવસ્ત્રં ચ તત્પ્રાન્તૌ, સૃક્કણી અસિકં ત્વધઃ ॥ ૫૮૧ ॥

અસિકાધસ્તુ ચિબુકં, સ્યાદ્ ગલ્લઃ સૃક્કણઃ પરઃ ।
ગલ્લાત્ પરઃ કપોલશ્ચ, પરો ગણ્ડઃ કપોલતઃ ॥ ૫૮૨ ॥

તતો હનુઃ શ્મશ્રુ કૂર્ચમાસ્યલોમ ચ માસુરી ।
દાઢિકા દંષ્ટ્રિકા દાઢા, દંષ્ટ્રા જમ્ભો દ્વિજા રદાઃ ॥૫૮૩॥

ગન્ધનાલિકા એ ૯–શે૦ ૧૨૧] એ ૯–નાસિકા, નાક ઓષ્ઠઃ, અધરઃ, રદચ્છદઃ, દન્તવસ્ત્રમ્ (પુ ન.), [દશનોચ્છિષ્ટઃ, રસાલેપી, વાગ્દલમ્ એ ૩–શે૦ ૧૨૨] એ ૪–હોઠ. [1]સૃક્કણી 'સૃક્કન્' (ન. દ્વિ.), 'સૃકણી–સૃકન્ (ન. દ્વિ.), સૃકણી (સ્ત્રી), સૃક્કિણી–સૃક્કિ (ન દ્વિ), સૃક્કમ્,' [સૃક્કિણી-શિ૦ ૪૬] એ–હોઠના છેડાનો ભાગ, મોંનો ખૂણો. અસિકમ્–હોઠની નીચેનો ભાગ. ॥૫૮૧॥ ચિબુકમ્–નીચલા હોઠની નીચેનો ભાગ, હડપચી. ગલ્લઃ–સૃક્કણીની પાસેનો ભાગ, ગાલ કપોલઃ–ગાલની પાસેનો ભાગ. ગણ્ડઃ–કપોલની આગળનો ભાગ, લમણું (ગલ્લઃ, કપોલઃ, ગણ્ડ આ ત્રણે એકાર્થક પણ છે.) ॥૫૮૨॥ હનુઃ (પુ. સ્ત્રી.)–હડપચી, ગાલની નીચેનો ભાગ. શ્મશ્રુ (ન) કૂર્ચમ્ (પુ ન), આસ્યલોમ 'ન્' (ન.) માસુરી [વ્યઞ્જનમ્, કોટઃ શે૦ ૧૨૨] એ ૪–મૂછ, દાઢી, દાઢિકા, દંષ્ટ્રિકા [દ્રાઢિકા શિ૦ ૪૬] એ ૨–દાઢી દાઢા, દંષ્ટ્રા, જમ્ભઃ એ ૩–દાઢ. દ્વિજાઃ, રદા ॥૫૮૩॥, રદનાઃ, દશનાઃ, દન્તાઃ,

૧ સૃક્કણી ।–વિ ક. ।

रदना दशना दन्ता, दंशखादनमल्लकाः ।
राजदन्तौ तु मध्यस्थावुपरिश्रेणिकौ क्वचित् ॥ ५८४ ॥
रसज्ञा रसना जिह्वा, लोला तालु तु काकुदम् ।
सुधास्रवा घण्टिका च, लम्बिका गलशुण्डिका ॥ ५८५ ॥
कन्धरा धमनिर्ग्रीवा, शिरोधिश्च शिरोधरा ।
सा त्रिरेखा कम्बुग्रीवाऽवटुर्घाटा कृकाटिका ॥ ५८६ ॥
कृकस्तु कन्धरामध्यं, कृकपार्श्वौ तु वीतनौ ।
ग्रीवाधमन्यौ प्राग् नीले, पश्चान्मन्ये कलम्बिके ॥ ५८७ ॥

દંશાઃ, ખાદનાઃ, મલ્લકાઃ [મુખખુરઃ, ખરુઃ, દાલુઃ એ ૩ શે૦ ૧૨૨–૧૨૩] એ ૮–(પુ. બ વ), દાત. ॥૧૨૨॥ राजदन्तौ (દ્વિવ.)–ઉપર નીચેના આગલા બે દાત, કોઈક ઠેકાણે ઉપરના વચેલા બે દાતોને 'राजदन्तौ' કહ્યા છે. ॥૫૮૪॥ रसज्ञा, रसना 'रशना' (સ્ત્રી ન.), जिह्वा, लोला [रसिका, रस्ना, रसमातृका, रसा, काकुः, ललना એ ૬ શે૦ ૧૨૩] એ ૪–જીભ तालु (ન), काकुदम् [वकदलम् શે૦ ૧૨૩] એ ૨ તાળું, તાળવુ. सुधास्रवा, घण्टिका, लम्बिका, गलशुण्डिका એ ૪ પડજીભી. ॥૫૮૫॥ कन्धरा, धमनिः (સ્ત્રી) ग्रीवा, शिरोधिः (સ્ત્રી.) शिरोधरा એ ૫ ડોક कम्बुग्रीवा–ત્રણ રેખાવાળી ડોક, શંખના આકારવાળી ડોક अवटुः (પુ. સ્ત્રી), घाटा, कृकाटिका [शिरःपीठम् શે૦ ૧૨૪] એ ૩–ડોક અને માથાની સંધિનો પાછલો ભાગ. ॥૫૮૬॥ कृकः, कन्धरामध्यम् એ ૨–ડોકનો મધ્યભાગ वीतनौ (દ્વિવ.)–ડોકની બન્ને બાજુના પડખાં नीले 'ला' (દ્વિવ)–ગ્રીવાની આગળ રહેલ બને–નાડીઓ. मन्ये 'न्या' (દ્વિવ.) कलम्बिके 'का' (દ્વિવ.) એ ૨– ગ્રીવાની પાછલા ભાગની બંને

गलो निगरणः कण्ठः, काकलकस्तु तन्मणिः ।
अंसो भुजशिरः स्कन्धो, जत्रु सन्धिरुरोंऽसयोः ॥ ५८८ ॥
भुजो बाहुः प्रवेष्टो दोर्बाहाऽथ भुजकोटरः ।
दोर्मूलं खण्डिकः कक्षा, पार्श्वं स्यादेतयोरधः ॥ ५८९ ॥
कफोणिस्तु भुजामध्यं, कफणिः कूर्परश्च सः ।
अधस्तस्याऽऽमणिबन्धात् स्यात् प्रकोष्ठः कलाचिका ॥ ५९० ॥
प्रगण्डः कूर्परांसान्तः, पञ्चशाखः शयः शमः ।
हस्तः पाणिः करोऽस्यादौ, मणिबन्धो मणिश्च सः ॥ ५९१ ॥

ધમની-નાડી. ॥૫૮૭॥ गलः, निगरणः, कण्ठः, (પુ. ન.), એ ૩-કંઠ. काकलकः-काकलः-કંઠનો મણિ. अंसः (પુ. ન.), भुजशिरः 'स्' (ન.)-भुजशिखरम्, स्कन्धः, એ ૩-ખભો. जत्रु (ન) છાતી અને ખભાની વચ્ચેનો સાંધો ॥૫૮૮॥ भुजः (પુ. સ્ત્રી.), बाहुः (પુ. સ્ત્રી.), प्रवेष्टः, दोः 'ष्' (પુ. ન.) बाहा એ ૫-ભુજા, હાથ. भुजकोटरः (પુ. ન.), दोर्मूलम्, खण्डिकः, कक्षा (પુ. સ્ત્રી) એ ૪-ભુજાની બખોલ, કાખ. पार्श्वम् (પુ ન.) કાખની નીચેનો ભાગ, પડખું ॥ ૫૮૯ ॥ कफोणिः-कफाणिः (સ્ત્રી) भुजामध्यम्, कफणिः (સ્ત્રી), कूर्परः [ रत्निपृष्ठकम्, बाहूपबाहुसन्धिः શે૦ ૧૨૪, कपोणिः, कुर्परः શિ૦ ૪૬-૪૭] એ ૪ કોણી. प्रकोष्ठः, कलाचिका (ઉપબાહુ) એ ૨-કોણીથી નીચેનો કાંડા સુધીનો ભાગ ॥ ૫૯૦ ॥. प्रगण्ड એ-કોણીથી ખભા સુધીનો ભાગ. पञ्चशाखः, शयः, शमः, हस्तः (પુ ન) पाणिः (પુ), करः [भुजदल, सल શે૦ ૧૨૪] એ ૬-હાથનો પંજો. मणिबन्ध, मणि (પુ. સ્ત્રી.) એ ૨-કાંડું, હાથ અને પ્રકોષ્ઠનો સંધિભાગ ॥ ૫૯૧ ॥

करभोऽस्मादाकनिष्ठं, करशाखाङ्गुली समे ।
अङ्गुरी चाङ्गुलोऽङ्गुष्ठस्तर्जनी तु प्रदेशिनी ॥ ५९२ ॥
ज्येष्ठा तु मध्यमा मध्या, सावित्री स्यादनामिका ।
कनीनिका तु कनिष्ठाऽवहस्तो हस्तपृष्ठतः ॥ ५९३ ॥
कामाङ्कुशो महाराजः, करजो नखरो नखः ।
करशूको भुजाकण्टः, पुनर्भवपुनर्नवौ ॥ ५९४ ॥
प्रदेशिन्यादिभिः सार्द्धमङ्गुष्ठे वितते सति ।
प्रादेशतालगोकर्णवितस्तयो यथाक्रमम् ॥ ५९५ ॥

करभ હાથના કાંડાથી તે ટચલી આંગળી (છેક નાની આંગળી) સુધીનો ભાગ. करशाखा, अङ्गुली-अङ्गुलि, अङ्गुरी-अङ्गुरिः, એ ૩- આંગળીઓ अङ्गुल, अङ्गुष्ठः એ ૨-અંગુઠો तर्जनी, प्रदेशिनी અંગૂઠા પાસેની આંગળી ॥૫૯૨॥ ज्येष्ठा, मध्यमा, मध्या એ ૩- વચલી આંગળી सावित्री, अनामिका એ ૨-મધ્યમા અને કનિષ્ઠાની વચલી આંગળી कनीनिका, कनिष्ठा એ-૨ ટચલી આંગળી. अवहस्तः-હાથની પાછલનો ભાગ ॥૫૯૩॥ कामाङ्कुशः, महाराज, करज, नखर (त्रि), नखः (પુ. ન), करशूकः, भुजाकण्टः, पुनर्भवः, पुनर्नवः (पाणिजः, कररुहः) એ ૯-નખ ॥૫૯૪॥ પ્રદેશિની વગેરે આંગળીઓ સાથે અંગૂઠાનો વિસ્તાર કરતા થતા નામ-प्रादेशः-અંગૂઠો તર્જની સહિત લંબાવે તેટલી લંબાઈ तालः-અંગૂઠો મધ્યમા સહિત લંબાવે તેટલી લંબાઈ. गोकर्णः-અંગૂઠો અનામિકા સહિત લંબાવે તેટલી લંબાઈ वितस्तिः (પુ. સ્ત્રી) અંગૂઠો કનિષ્ઠા સહિત લંબાવે તેટલી લંબાઈ, વેંત (બાર અંગુલ પ્રમાણ.) ॥૫૯૫॥ चपेट (પુ. સ્ત્રી.), प्रतलः, तलः, प्रहस्तः, तालिका, ताल એ-

પ્રસારિતાઙ્ગુલૌ પાણૌ, ચપેટઃ પ્રતલસ્તલઃ ।
પ્રહસ્તસ્તાલિકા તાલઃ, સિંહતલસ્તુ તૌ યુતૌ ॥ ૫૯૬ ॥

સંપિણ્ડિતાઙ્ગુલિઃ પાણિર્મુષ્ટિર્મુસ્તુર્મુચુટ્યપિ ।
સઙ્ગ્રાહશ્ચાર્દ્ધમુષ્ટિસ્તુ, ખટકઃ કુબ્જિતઃ પુનઃ ॥ ૫૯૭ ॥

પાણિઃ પ્રસૃતઃ પ્રસૃતિસ્તૌ યુતૌ પુનરઞ્જલિઃ ।
પ્રસૃતે તુ દ્રવાધારે, ગણ્ડૂષશ્ચુલુકશ્ચલુઃ ॥ ૫૯૮ ॥

હસ્તઃ પ્રામાણિકો મધ્યે, મધ્યમાઙ્ગુલિકૂર્પરમ્ ।
વદ્ધમુષ્ટિરસૌ રત્નિરરત્નિર્નિષ્કનિષ્ઠિકઃ ॥ ૫૯૯ ॥

૬-પહોળી કરેલી આગળીઓવાળો હાથ, હાથનો પંજો. સિંહતલઃ [સંહતલઃ શિ૦ ૪૭]-ડાબા અને જમણા હાથની બને હથેલી ભેગી કરવી તે ॥૫૯૬॥ મુષ્ટિઃ (પુ. સ્ત્રી.), મુસ્તુઃ (પુ. સ્ત્રી), મુચુટી-મુચુટિઃ (સ્ત્રી.), સઙ્ગ્રાહઃ એ ૪-વાળેલી આગળીઓવાળો હાથ, મૂઠી ખટકઃ-અર્ધ મૂઠી. ॥૫૯૭॥ પ્રસૃતઃ, પ્રસૃતિઃ (સ્ત્રી.) એક હાથના પંજાનો વાળેલો ખોબો-અર્ધ અંજળી, પસલી. અઞ્જલિઃ (પુ, બને હાથને પહોળા કરવા ખોબો, અંજળી. ગણ્ડૂષઃ (પુ સ્ત્રી), ચુલુકઃ (પુ. સ્ત્રી), ચલુઃ (પુ), [ચલુકઃ શિ૦૪૭] એ ૩-પાણીના આધાર રૂપે બનાવેલો પસલી (ચાગળું). ॥૫૯૮॥ હસ્તઃ-વચલી આગળી અને કૂણીનું પ્રમાણ, (ચોવીસ આગળ પ્રમાણ). રત્નિઃ-(પું. સ્ત્રી.) મૂઠી વાળેલો હાથ અરત્નિઃ (પુ. સ્ત્રી),-કોણીથી માંડી કનિષ્ઠા આગળી સુધીનું માપ ॥૫૯૯॥ વ્યામઃ, વ્યાયામઃ,

व्यामव्यायामन्यग्रोधास्तिर्यग्बाहू प्रसारितौ ।
ऊर्ध्वीकृतभुजापाणि, नरमानं तु पौरुषम् ॥ ६०० ॥
दघ्नद्वयसमात्रास्तु, जान्वादेस्तत्तदुन्मिते ।
रीढकः पृष्ठवंशः स्यात्, पृष्ठं तु चरमं तनोः ॥ ६०१ ॥
पूर्वभाग उपस्थोऽङ्कः, क्रोड उत्सङ्ग इत्यपि ।
क्रोडोरो हृदयस्थानं, वक्षो वत्सो भुजान्तरम् ॥ ६०२ ॥
स्तनान्तरं हृद् हृदयं, स्तनौ कुचौ पयोधरौ ।
उरोजौ च चूचुकं तु, स्तनाद् वृन्त-शिखा-मुखाः ॥ ६०३ ॥

न्यग्रोधः [ वियामः, बाहुचापः तनूतलः એ ૩–શે૦ ૧૨૫] એ ૩–વામ, બને હાથ આડા લાંબા કરે એટલી લંબાઈ. पौरुषम् ઊંચા હાથ કરી ઊભા રહેલ મનુષ્યનું પ્રમાણ ॥૬૦૦॥ जानु-दघ्नम् , जानुद्वयसम् , जानुमात्रम् , એ ૩–જાનુપ્રમાણ, ઢીંચણ પ્રમાણ. (पुरुषदघ्नम्, पुरुषद्वयसम्, पुरुषमात्रम्, એ૩ પુરુષ પ્રમાણ. જાનુ વગેરેનું પ્રમાણ બતાવવું હોય તો તે શબ્દને दघ्न, द्वयस અને मात्र પ્રત્યય લગાડવો એ શબ્દો ત્રણે લિંગમાં વપરાય.) रीढकः, पृष्ठवंशः એ ૨–પાંસળી, પીઠનું હાડકું पृष्ठम्–શરીરનો પાછળનો ભાગ-પીઠ. ॥૬૦૧॥ उपस्थः, अङ्कः, क्रोडः, उत्सङ्गः એ ૪–શરીરનો પૂર્વભાગ, ખોળો क्रोडा (સ્ત્રી ન.), उरः ‘स्’ (ન.), हृदयस्थानम् , वक्षः ‘स्’ (ન.), वत्सः (પુ ન.), भुजान्तरम् એ ૬–છાતી, બે હાથની વચ્ચેનો ભાગ ॥૬૦૨॥ स्तनान्तरम् , हृद् (ન.), हृदयम् [असहम् [1]मर्मचरम् , गुणाधिष्ठानकम् , त्रसम् એ ૪–શે૦ ૧૨૫] એ ૩–હૃદય, અન્તઃકરણ. स्तनौ, कुचौ, पयोधरौ, उरोजौ (उरसिजौ, वक्षोजौ) [धरणौ શે૦ ૧૨૬] એ ૪–(દ્વિ૦) બે સ્તન.

१ मर्मवरम्–भानु० ।

તુન્દં તુન્દિર્ગર્ભકુક્ષી, પિચણ્ડો જઠરોદરે ।
કાલખણ્ડં કાલખઞ્જં, કાલેયં કાલકં યકૃત્ ॥ ૬૦૪ ॥
દક્ષિણે તિલકં ક્લોમ, વામે તુ રક્તફેનજઃ ।
પુપ્પસઃ સ્યાદથ પ્લીહા, ગુલ્મોઽન્ત્રં તુ પુરીતતિ ॥ ૬૦૫ ॥
રોમાવલી રોમલતા, નાભિઃ સ્યાત્ તુન્દકૂપિકા ।
નાભેરધો મૂત્રપુટં, વસ્તિર્મૂત્રાશયોઽપિ ચ ॥ ૬૦૬ ॥

ચૂચુકમ્ (પુ ન), સ્તનવૃન્તમ્, સ્તનશિખા, સ્તનમુખમ્, (સ્તનાગ્રમ્) [ પિપ્પલઃ, મેચકઃ શે૦ ૧૨૬ ] એ ૪-સ્તનનું મુખ, સ્તનની ડીંટ ॥ ૬૦૩ ॥ તુન્દમ્, તુન્દિઃ (સ્રી.), ગર્ભઃ, કુક્ષિઃ (પુ. સ્રી), પિચણ્ડઃ, જઠરમ્ (પુ. ન), ઉદરમ્ (પુ. ન) [મિલુકઃ, રોમલતાધારઃ શે૦ ૧૨૬] એ ૭-પેટ. કાલખણ્ડમ્, કાલખઞ્જમ્, કાલેયમ્, કાલકમ્, યકૃત્ (ન.) એ ૫-હૃદયના જમણા ભાગમાં રહેલ કાળો માસનો ટુકડો-કલેજું ॥૬૦૪॥ તિલકમ્, ક્લોમ 'અન્' (ન), [તાલ્યમ્, ક્લુપુમ્, ક્લોમમ્ એ ૩ શે૦ ૧૨૭] ૨-હૃદયના જમણા ભાગમાં રહેલી (પિત્તાશયરૂપ) પાણીની કોથળી, (લીવરની અંદર રહેલો ભાગ) રક્તફેનજઃ, પુપ્પસઃ એ ૨-હૃદયમા ડાબા પડખે રહેલી લોહીના ફેણમાંથી ઉત્પન્ન થયેલ બરોળ,ફેફસાં પ્લીહાઃ 'અન્' (પુ.),ગુલ્મઃ (પુ ન) એ ૨-હૃદયની ડાબી બાજુનો માસપિંડ, બરોળ. અન્ત્રમ, પુરીતત્ (પુ. ન) એ ૨-આતરડું. ॥૬૦૫॥ રોમાવલી, રોમલતા એ ૨-નાભિમાથી નીકળેલી રુવાંટીની શ્રેણિ. નાભિઃ (પુ સ્રી.), તુન્દકૂપિકા [ પુતારિકા, સિરામૂલમ્ શે૦ ૧૨૭ ] એ ૨-નાભિ-ડૂંટી મૂત્રપુટમ્, વસ્તિઃ (પુ સ્રી.), મૂત્રાશયઃ એ ૩-નાભિની નીચેનો મૂત્ર વિભાગ-મૂત્રાશય ॥૬૦૬॥

मध्योऽवलग्नं, विलग्नं, मध्यमोऽथ कटः कटिः ।
श्रोणिः कलत्रं कटीरं, काञ्चीपदं ककुद्मती ॥ ६०७ ॥
नितम्बारोहौ स्त्रीकट्याः,पश्चाज्जघनमग्रतः ।
त्रिकं वंशाधस्तत्पार्श्वकूपकौ तु कुकुन्दरे ॥ ६०८ ॥
पुतौ स्फिजौ कटिप्रोथौ, वराङ्गं तु च्युतिर्भुलिः ।
भगोऽपत्यपथो योनिः, स्मरान्मन्दिर--कूपिके ॥ ६०९ ॥
स्त्रीचिह्नमथ पुंश्चिह्नं, मेहनं शेपशेपसी ।
शिश्नं मेढ्रः कामलता, लिङ्गं च ध्वजमप्यदः ॥ ६१० ॥

मध्यः, अवलग्नम्, विलग्नम्, मध्यमः એ ૪ (પુ ન)–શરીરનો વચલો ભાગ, કંદોરો વગેરે બંધાય તે જગ્યા. कटः (પુ ન.) कटिः (સ્ત્રી), श्रोणिः (પુ. સ્ત્રી), कलत्रम्, कटीरम् काञ्चीपदम्, ककुद्मती એ ૭ કેડ ॥૬૦૭॥ नितम्बः, आरोहः એ ૨–સ્ત્રીની કેડનો પાછલો ભાગ. जघनम्–સ્ત્રીની કેડનો આગલો ભાગ त्रिकम्–વાંસાની નીચે બન્ને સાથળની સંધિનો ભાગ, બરડામાં નીચે ત્રણ હાડકાનું બનેલું ત્રિક कुकुन्दरे (પુ ન–દ્વિવ) कुकुन्दुरः [कटीकूपौ, [1]उच्चलिङ्गौ, रतावुके એ ૩–શે૦ ૧૨૭] નિતમ્બ (કુલા) માં રહેલા ગોળાકાર બે ખાડા. ॥૬૦૮॥ पुतौ (પુ ન.), स्फिजौ 'ज्' 'स्फिचौ–'च्' (સ્ત્રી.), कटिप्रोथौ એ ૩ (દ્વિવ.)–કુલા, ધગડા. वराङ्गम्, च्युतिः (સ્ત્રી), भुलिः (સ્ત્રી), भगः (પુ ન.), अपत्यपथः, योनिः (પુ સ્ત્રી.), स्मरमन्दिरम्, स्मरकूपिका ॥૬૦૯॥ स्त्रीचिह्नम् એ ૯–સ્ત્રીનું ચિહ્ન, યોનિ पुंश्चिन्हम्, मेहनम्, शेपः, शेपः 'स्' (ન.), शिश्नम् (પુ ન.), मेढ्रः (પુ ન), कामलता,

[1] उच्चलिङ्गौ–भानु० ।

ગુહ્યપ્રજનનોપસ્થા, ગુહ્યમધ્યં ગુલો મણિઃ ।
સીવની તદધઃ સૂત્રં, સ્યાદણ્ડં પેલમણ્ડકઃ ॥ ૬૧૧ ॥
મુષ્કોઽણ્ડકોશો વૃષણોઽપાનં પાયુર્ગુદં ચ્યુતિઃ ।
અધોમર્મ શકૃદ્દ્વારં, ત્રિવલીકવુલી અપિ ॥ ૬૧૨ ॥
વિટપં તુ મહાવીજ્યમન્તરા મુષ્કવઙ્ક્ષણમ્ ।
ઊરુસન્ધિર્વઙ્ક્ષણઃ સ્યાત્, સક્થ્યૂરુસ્તસ્ય પર્વ તુ ॥ ૬૧૩ ॥

લિઙ્ગમ્ [લઙ્ગુલમ્, શઙ્કુ, ¹લાઙ્ગૂલમ્, શેફઃ, શેફઃ 'સ્' એ ૫-શે૦ ૧૨૮] એ ૯-પુરુષ ચિહ્ન, લિંગ ॥ ૬૧૦ ॥ ગુહ્યમ્, પ્રજનનમ્, ઉપસ્થઃ (પુ. ન) એ ૩-સ્ત્રી અને પુરુષ એ બન્નેનું ચિહ્ન (યોનિ અને લિંગ એ બન્ને) ગુહ્યમધ્યમ્, ગુલઃ, મણિઃ (પુ. સ્ત્રી.) એ ૩-ગુહ્યનો મધ્ય ભાગ. સીવની-ગુહ્યની નીચેનો દોરો અણ્ડમ્ (પુ. ન), પેલમ્, અણ્ડકઃ ॥૬૧૧॥, મુષ્કઃ (પુ. ન), અણ્ડકોશઃ, વૃષણઃ (પુ ન.), [ આણ્ડઃ, પેલકઃ શિ૦ ૪૭ ] એ ૬-અણ્ડકોશ, પુરુષની ગુહ્યેન્દ્રિય નીચે અંડ રહે છે તે કોથળી. અપાનમ્, પાયુઃ (પુ), ગુદમ્ (પુ ન); ચ્યુતિઃ (સ્ત્રી), અધોમર્મ 'ન્' (ન), શકૃદ્દ્વારમ્, ત્રિવલીકમ્, વુલિઃ ( સ્ત્રી ) એ ૮-ગુદા ॥૬૧૨॥ વિટપમ્, મહાવીજ્યમ્ એ ૨-અંડ અને વંક્ષણનો મધ્યભાગ-અંડમૂલ વઙ્ક્ષણઃ-મૂત્રાશયની નીચે સાથળની સંધિનો ભાગ સક્થિ (ન.), ઊરુઃ (પુ. સ્ત્રી.) એ ૨-સાથળ ॥૬૧૩॥

૧ નાઙ્ગલમ્-મા૦ ।

જાનુર્નલકીલોઽષ્ઠીવાન્, પશ્ચાદ્ભાગોઽસ્ય મન્દિરઃ ।
કપોલી ત્વગ્રિમો જઙ્ઘા, પ્રસૃતા નલકિન્યપિ ॥ ૬૧૪ ॥
પ્રતિજઙ્ઘા, ત્વગ્રજઙ્ઘા, પિણ્ડકા તુ પિચણ્ડિકા ।
ગુલ્ફસ્તુ ચરણગ્રન્થિર્ઘુટિકો ઘુણ્ટકો ઘુટઃ ॥ ૬૧૫ ॥
ચરણઃ ક્રમણઃ પાદઃ, પદોઽઙ્ઘ્રિશ્ચલનઃ ક્રમઃ ।
પાદમૂલં ગોહિરં સ્યાત્ પાર્ષ્ણિસ્તુ ઘુટયોરધઃ ॥ ૬૧૬ ॥
પદાગ્રં પ્રપદં ક્ષિપ્રં, ત્વઙ્ગુષ્ઠાઙ્ગુલિમધ્યતઃ ।
કૂર્ચં ક્ષિપ્રસ્યોપર્યઙ્ઘ્રિસ્કન્ધઃ કૂર્ચશિરઃ સમે ॥ ૬૧૭ ॥

જાનુઃ (પુ ન.), નલકીલઃ, અષ્ઠીવાન્ 'વત્' (પુ. ન), એ ૩-સાથળની ગાઠ, ઢીંચણ, ઘૂંટણ મન્દિરઃ-ઢીંચણનો પાછલો ભાગ કપોલી-ઢીંચણનો આગલો ભાગ જઙ્ઘા, પ્રસૃતા, નલકિની એ ૩-જાંઘ, જંઘા-પગની ઘુંટીથી ઘુંટણ સુધીનો ભાગ ॥૬૧૪॥ પ્રતિજઙ્ઘા, અગ્રજઙ્ઘા એ ૨-જંઘાનો અગ્રભાગ પિણ્ડિકા, પિચણ્ડિકા એ ૨-પીંડી. ગુલ્ફઃ, ચરણગ્રન્થિ, ઘુટિકઃ, ઘુણ્ટક, ઘુટઃ એ ૫ (પુ સ્ત્રી.) પગની એડી ઉપરની ઘૂંટી, ઘૂંટણ. ॥૬૧૫॥ ચરણઃ, (પુ ન), ક્રમણઃ, પાદઃ, પદઃ (પુ ન), અંઙ્ઘ્રિઃ (પુ), ચલન, ક્રમઃ [પદ્, પાદ્, અઙ્ઘ્રઃ એ ૩-[શે૦૪૮] એ ૭-પગ પાદમૂલમ્, ગોહિરમ્ એ ૨-પગનુ મૂળ, પગની એડી પાર્ષ્ણિઃ (સ્ત્રી)-ઘૂંટીની નીચેનો ભાગ, પગની પાની. ॥૬૧૬॥ પાદાગ્રમ્, પ્રપદમ્ એ ૨-પગનો આગલો ભાગ, પગની પાટલીનો આગલો ભાગ. ક્ષિપ્રમ્ અંગૂઠો અને આગળીઓની મધ્યનો ભાગ કૂર્ચમ્ (પુ ન) ક્ષિપ્રની ઉપરનો ભાગ, અંગૂઠો અને આગળીઓની વચ્ચેનો ઉપરનો ભાગ-કાકસા અઙ્ઘ્રિસ્કન્ધઃ, કૂર્ચશિરઃ 'સ્' (ન.) એ ૨-કૂર્ચનો અગ્રભાગ, અંગૂઠો અને આગળીઓનો અગ્રભાગ ॥ ૬૧૭ ॥ તલહૃદયમ્, તલમ્ એ

તલહૃદયં તુ તલં, મધ્યે પાદતલસ્ય તત્ ।
તિલકઃ કાલકઃ પિપ્લુર્જડુલસ્તિલકાલકઃ ॥ ૬૧૮ ॥
રસાસૃગ્માંસમેદોઽસ્થિમજ્જશુક્રાણિ ધાતવઃ ।
સપ્તૈવ દશ વૈકેષાં, રોમત્વક્સ્નાયુભિઃ સહ ॥ ૬૧૯ ॥
રસ આહારતેજોઽગ્નિસમ્ભવઃ ષડ્રસાસવઃ ।
આત્રેયોઽસૃક્કરો ધાતુર્ઘન-મૂલ-મહા-પરઃ ॥ ૬૨૦ ॥
રક્તં રુધિરમાગ્નેયં, વિસ્રં તેજો-ભવે રસાત્ ।
શોણિતં લોહિતમસૃગ્, વાશિષ્ઠં પ્રાણદાઽઽસુરે ॥ ૬૨૧ ॥

૨-પગના તળિયાનો મધ્યભાગ તિલકઃ, કાલકઃ, પિપ્લુઃ ( પુ. ), જડુલઃ, તિલકાલકઃ એ ૫-શરીરમા કાળુ ચિહ્ન-તલ. ॥ ૬૧૮ ॥ ૧ રસઃ, ૨ અસૃગ્-લોહી, ૩ માંસમ્ , ૪ મેદઃ-ચરબી, ૫ અસ્થિ-હાડકા. ૬ મજ્જા, ૭ શુક્રમ્-વીર્ય, આ સાત ધાતુઓ શરીરમા છે કેટલાએકના મતે ઉપરની સાત તથા ૮ રોમ 'ન્' રુવાંટા, ૯ ત્વક્-ચામડી, ૧૦ સ્નાયુઃ-નસ મળીને એ દશ-ધાતવઃ ( પુ. બ. ) ધાતુઓ છે ॥ ૬૧૯ ॥ રસઃ, આહારતેજ. 'સ્' (ન.) અગ્નિસંભવ', ષડ્રસાસવઃ, આત્રેયઃ, અસૃક્કરઃ, ઘનધાતુઃ, મૂલધાતુઃ, મહાધાતુઃ એ ૯-રસ ધાતુ ॥ ૬૨૦ ॥ રક્તમ્ , રુધિરમ્ , આગ્નેયમ્ , વિસ્રમ્ , રસતેજઃ 'સ્' ( ન ). રસભવમ્, શોણિતમ્ , લોહિતમ્ , અસૃક્ 'જ્' ( ન ), વાશિષ્ઠમ્, પ્રાણદમ્ , આસુરમ્ , ॥ ૬૨૧ ॥ ક્ષતજમ્ ,

क्षतजं मांसकार्यस्रं, मांसं पललजङ्गले ।
रक्तात् तेजो-भवे क्रव्यं, काश्यपं तरसामिषे ॥ ६२२ ॥
मेदस्कृत् पिशितं कीनं, पलं पेश्यस्तु तल्लताः ।
वुक्का हृद् हृदयं वृक्का, सुरसं च तदग्रिमम् ॥ ६२३ ॥
शुष्कं वल्लूरमुत्तप्तं, पूय-दुष्ये पुनः समे ।
मेदोऽस्थिकृद् वपा मांसात् तेजो-जे गौतमं वसा ॥ ६२४ ॥

मांसकारि 'इन्' (न) अस्रम् [शोध्यम्, कीलालम् शे० १२८] એ ૧૫-લોહી. मांसम् (पु. न), पललम्, जङ्गलम् (पु न), रक्ततेजः 'स्' (न.), रक्तभवम्, क्रव्यम्, काश्यपम्, तरसम्, आमिषम् (पु न) ॥ ૬૨૨ ॥, मेदस्कृत् (न.), पिशितम्, कीनम्, पलम् (पु न.) [[1]उद्धः, समारटम् ॥१२८॥, लेपनम् એ ૩-શે૦૧૨૮-૧૨૯] એ ૧૩-માંસ. पेश्यः-पेशी (સ્ત્રી. બ.)-માંસલતા. वुक्का 'अन्' (पु.)-वुक्कः (त्रि.), हृद् (न), हृदयम्, वृक्का, सुरसम्. (अग्रमांसम्) એ ૫-હૃદયની અંદરનો કમલના આકારનો માંસપિંડ. હૃદય, મુખ્ય માંસ. ॥ ૬૨૩ ॥ वल्लूरम्-'वल्लुरम्' (त्रि.) उत्तप्तम् એ ૨-શુષ્ક માંસ. पूयम् (पु. न.), दुष्यम् એ ૨-દુર્ગન્ધવાળુ માંસ, પરુ. मेदः 'स्' (न.), अस्थिकृत् (न.) वपा, मांसतेजः 'स्' (न.), मांसजम्, गौतमम्, वसा એ ૭-મેદ, ચરબી. ॥ ૬૨૪ ॥ गोदम् (पु. न), मस्तकस्नेहः, मस्तिष्कः

१ उद्धसम्, आरटम् भानु० ।

गोर्दं तु मस्तकस्नेहो, मस्तिष्को मस्तुलुङ्गकः ।
अस्थि कुल्यं भारद्वाजं, मेदस्तेजश्च मज्जकृत् ॥ ६२५ ॥
मांसपित्तं श्वदयितं कर्करो देहधारकम् ।
मेदोजं कीकसं सारः, करोटिः शिरसोऽस्थनि ॥ ६२६ ॥
कपालकर्परौ तुल्यौ, पृष्ठस्याऽस्थ्नि कशेरुका ।
शाखाऽस्थनि स्यान्नलकं, पार्श्वाऽस्थ्नि वङ्क्रिपर्शुके ॥ ६२७ ॥
शरीराऽस्थि करङ्कः स्यात्, कङ्कालमस्थिपञ्जरः ।
मज्जा तु कौशिकः शुक्रकरोऽस्थ्नः स्नेहसम्भवौ ॥ ६२८ ॥

( પુ. ન. ), મસ્તુલુઙ્ગકઃ એ ૪–મસ્તકસ્નેહ, મગજ. अस्थि ( ન. ), कुल्यम् ( પુ. ન. ), भारद्वाजम्, मेदस्तेजः 'स्' ( ન. ), मज्जकृत् ( ન. ) ॥ ६२५ ॥, मांसपित्तम्, श्वदयितम्, कर्करः, देहधारकम्, मेदोजम्, कीकसम्, सारः [ हड्डम् शि० ४८ ] એ ૧૨–હાડકું. करोटिः–करोटी ( સ્ત્રી. ) માથાનું હાડકું–કરોડ, માથાની ખોપરીનું હાડપિંજર. ॥ ६२६ ॥ कपालः ( પુ ન. ), कर्परः [शकलम् शि० ४८] એ ૨–કપાલ, માથાની ખોપરી. ખોપરીનો કકડો. कशेरुका ( સ્ત્રી. ન ) [कशारुका शि० ४८ ] પીઠનું હાડકું. બરડાની કરોડ. नलकम्–નળી જેવું હાડકું. वङ्क्रिः ( સ્ત્રી ), पर्शुका એ ૨–પડખાની પાંસળી. ॥ ६२७ ॥ करङ्कः, कङ्कालम् ( પુ. ન. ), अस्थिपञ्जरः એ ૩–હાડપિંજર. मज्जा 'अन्'–मज्जा ( પુ. સ્ત્રી ), कौशिकः, शुक्रकरः, अस्थिस्नेहः, अस्थिसंभवः [ अस्थितेजः 'स्' ( ન. ), शि० ४९ ] એ ૫–મજ્જા, હાડકાની ચરબી. ॥ ६२८ ॥ शुक्रम्, रेतः 'स्'

शुक्रं रेतो बलं बीजं, वीर्यं मज्जसमुद्भवम् ।
आनन्दप्रभवं पुंस्त्वमिन्द्रियं किट्टवर्जितम् ॥ ६२९ ॥
पौरुषं प्रधानधातुर्लोम रोम तनूरुहम् ।
त्वक् छविश्छादनी कृत्तिश्चर्माऽजिनमसृग्धरा ॥ ६३० ॥
वस्नसा तु स्नसा स्नायुर्नाड्यो धमनयः सिराः ।
कण्डरा तु महास्नायुर्मलं किट्टं तदक्षिजम् ॥ ६३१ ॥

(न), बलम्, बीजम्, वीर्यम्, मज्जसमुद्भवम्, आनन्दप्रभवम्, पुंस्त्वम्, इन्द्रियम्, किट्टवर्जितम् ॥ ६२९ ॥, पौरुषम्, प्रधानधातुः એ ૧૨-શુક્ર, વીર્ય. लोम 'न्' (न.), रोम 'न्' (न.), तनूरुहम्-तनुरुहम् (પુ. ન.), [त्वग्मलम्, वालपुत्रकः, कूपजः, मांसनिर्यासः, परित्राणम् એ ૫-શે૦ ૧૨૯] એ ૩-રોમ, રુવાડાં, રુવાટાં. त्वक् 'च्' (સ્ત્રી), छविः (સ્ત્રી.), छादनी, कृत्तिः (સ્ત્રી), चर्म 'न्' (न.), अजिनम्, असृग्धरा એ ૭-ચામડી. (अजिनम्, चर्म 'न्', कृत्तिः એ ૩-મૃગ વગેરેનું ચર્મ.) ॥ ૬૩૦ ॥ वस्नसा, स्नसा-नसा, स्नायुः (સ્ત્રી. ન) [तन्त्री, नखारुः स्नावा 'अन्' (પુ), सन्धिबन्धनम् એ ૪-શે૦ ૧૩૦] એ ૩-નસ, સ્નાયુ, સર્વ સંધિના બંધનરૂપ સ્નાયુ. नाड्यः 'डी', -नडिः, धमनयः 'नि', सिराः-शिराः, [नाडिः, नाडिका શિ૦ ૪૯] એ ૩-(સ્ત્રી-બહુવ.) એ ૩-નાડી. कण्डरा, महास्नायुः (પુ.) એ ૨ મહાસ્નાયુ, મોટી નસ. मलम् (પુ. ન.) किट्टम् (પુ. ન.), એ ૨-મળ, કાન વગેરેનો મેલ. ॥ ૬૩૧ ॥

दूषीका दूषिका जैह्वं, कुलुकं पिप्पिका पुनः

दन्त्यं कार्णं तु पिञ्जूषः, शिङ्घाणो घ्राणसम्भवम् ॥ ६३२ ॥

सूणीका स्यन्दिनी लालाऽऽस्यासवः कफकूचिका ।

मूत्रं वस्तिमलं मेहः, प्रस्रावो नृजलं स्रवः ॥ ६३३ ॥

पुष्पिका तु लिङ्गमलं, विड् विष्ठाऽवस्करः शकृत् ।

गूथं पुरीषं शमलोच्चारौ वर्चस्कवर्चसी ॥ ६३४ ॥

वेषो नेपथ्यमाकल्पः, परिकर्माऽङ्गसंस्क्रिया ।

उद्वर्तनमुत्सादनमङ्गरागो विलेपनम् ॥ ६३५ ॥

दूषीका, दूषिका એ ૨–આંખનો મેલ. कुलकम्–જીભનો મેલ. पिप्पिका–દાંતનો મેલ. पिञ्जूषः–કાનનો મેલ. शिङ्घाणः 'सिङ्घाणम्', सिंहाणम्, 'सिंहानम्' [शिङ्घाणकः शि० ४९]–નાક કાનનો મેલ. ॥ ૬૩૨ ॥ सूणीका, स्यन्दिनी, लाला, आस्यासवः, कफकूचिका [सृणिका शि० ४९] એ ૫–લાળ. मूत्रम्, वस्तिमलम्, मेहः, प्रस्रावः, नृजलम्, स्रवः એ ૬–મૂત્ર. ॥ ૬૩૩ ॥ पुष्पिका–લિંગનો મેલ. विट् 'श्', (સ્ત્રી. ન.), विष्ठा, अवस्करः, शकृत् (ન); गूथम् (પુ ન), पुरीषम्, शमलम्, उच्चारः, वर्चस्कम् (પુ ન.), वर्चः 'स्' (ન.), [विट्'–'ष्', अशुचि (ત્રિ.) शि० ५०] એ ૧૦ વિષ્ઠા ॥ ૬૩૪ ॥ वेषः (પુ ન.), नेपथ्यम्, आकल्पः [वेशः, शि० ५० એ ૩–વસ્ત્ર, અલંકાર, માળા વગેરેથી થતી અંગશોભા. परिकर्म 'न्' (ન.) સ્નાન, વિલેપન વગેરેથી થતો અંગસંસ્કાર. उद्वर्तनम्, उत्सादनम् [उच्छादनम् शि० ५०] એ ૨–ચોળવું, ઉદ્વર્તન. अङ्गरागः, विलेपनम् એ ૨–વિલેપન ॥ ૬૩૫ ॥ चर्चि-

चर्चिक्यं समालभनं, चर्चा स्यान्मण्डनं पुनः
प्रसाधनं प्रतिकर्म, मार्ष्टिः स्यान्मार्जना मृजा ॥ ६३६ ॥
वासयोगस्तु चूर्णं स्यात्, पिष्टातः पटवासकः ।
गन्धमाल्यादिना यस्तु, संस्कारः सोऽधिवासनम् ॥ ६३७ ॥
निर्वेश उपभोगोऽथ, स्नानं सवनमाप्लवः ।
कर्पूरागुरुकक्कोलकस्तूरीचन्दनद्रवैः ॥ ६३८ ॥
स्याद् यक्षकर्दमो मिश्रैर्वर्त्तिर्गात्रानुलेपनी ।
चन्दनागरुकस्तूरीकुङ्कुमैस्तु चतुःसमम् ॥ ६३९ ॥

ચર્ચિક્યમ્, સમાલભનમ્, ચર્ચા એ ૩-ચંદનાદિ વડે શરીરને સુગંધિત કરવું. મણ્ડનમ્, પ્રસાધનમ્, પ્રતિકર્મ 'અન્' (ન.), એ ૩-શણગાર, અલંકાર. માર્ષ્ટિઃ (સ્ત્રી.), માર્જના, મૃજા એ ૩-સાફ કરવું. ॥ ૬૩૬ ॥ વાસયોગઃ,ચૂર્ણમ્ (પુ. ન.), એ ૨-અબીલ, પટવાસાદિ સુગંધી ચૂર્ણ. પિષ્ટાતઃ, પટવાસકઃ એ ૨-અબીલ, કુંકુમ-કેશર ચૂર્ણ વગેરે. સુગંધી ચૂર્ણ. અધિવાસનમ્-ગંધ, માલ્ય-ધૂપ વગેરેથી સંસ્કાર કરવો. ॥ ૬૩૭ ॥ નિર્વેશઃ, ઉપભોગઃ એ ૨-સ્ત્રી વગેરેનો ઉપભોગ. સ્નાનમ્, સવનમ્, આપ્લવઃ [ આપ્લાવઃ શિ૦ ૫૦ ] એ ૩-સ્નાન. યક્ષકર્દમઃ-તે ૧ કર્પૂરઃ-કપૂર, ૨ અગુરુઃ-અગર, ૩ કક્કોલઃ-કંકોળ, ૪ કસ્તૂરી અને ૫ ચન્દનઃ-આ પાંચે દ્રવ્યો મિશ્ર કરી બનાવેલ સુગંધી લેપ તે યક્ષકર્દમ વર્ત્તિઃ (સ્ત્રી.), ગાત્રાનુલેપની એ ૨-વાટેલી વસ્તુનો લેપ. ચતુઃસમમ્-તે ૧ ચન્દનઃ, ૨ અગરુઃ, ૩ કસ્તૂરી અને ૪ કુઙ્કુમઃ-કેશર એ ચારેનો સમમિશ્રલેપ તે ચતુઃસમ ॥૬૩૮-૬૩૯॥ અગુરુઃ (પુ. ન) अगरु (પુ. ન); राजार्हम्,

अगुर्वगुरुराजार्हं, लोहं कृमिजवंशिके ।
अनार्यजं जोङ्गकं च, मङ्गल्या मल्लिगन्धि यत् ॥६४०॥

कालागरुः काकतुण्डः, श्रीखण्डं रोहणद्रुमः ।
गन्धसारो मलयजश्चन्दनो हरिचन्दने ॥ ६४१ ॥

तैलपर्णिकगोशीर्षौ, पत्राङ्गं रक्तचन्दनम् ।
कुचन्दनं ताम्रसारं, रञ्जनं तिलपर्णिका ॥ ६४२ ॥

जातिकोशं जातिफलं, कर्पूरो हिमवालुका ।
घनसारः सिताभ्रश्च, चन्द्रोऽथ मृगनाभिजा ॥ ६४३ ॥

લોહમ્ (પુ. ન.), કૃમિજમ્, વંશિકા (સ્ત્રી. ન.), અનાર્યજમ્, જોઙ્ગકમ્ (વંશાભમ્), [પ્રવરમ્, શૃઙ્ગમ્, શીર્ષકમ્, મૃદુલમ્, લઘુ ॥૧૩૦॥, વરદ્રુમઃ, પરમદઃ, પ્રકરમ્, ગન્ધદારુ એ ૯-શે૦ ૧૩૦-૧૩૧, વંશકમ્, કૃમિજગ્ધમ્ શિ૦ ૫૧] એ ૮-અગરુ, અગર. મઙ્ગલ્યા, મલ્લિગન્ધિ એ ૨-મલ્લિકા-મોગરાના જેવી સુગંધીવાળો અગર. ॥૬૪૦॥ કાલાગરુઃ, કાકતુણ્ડઃ એ ૨- કાળો અગર. શ્રીખણ્ડમ્, રોહણદ્રુમઃ, ગન્ધસારઃ, મલયજઃ (પુ. ન.), ચન્દન- (પુ. ન), [ પકાઙ્ગમ્, ભદ્રશ્રીઃ, फलकी 'હનૂ' એ ૩-શે૦ ૧૩૧] એ ૫- ચંદન, સુખડ. હરિચન્દનમ્ ॥૬૪૧॥, તૈલપર્ણિકઃ, ગોશીર્ષઃ એ ૩ (પુ. ન.)-ગોશીર્ષચંદન, ગોરુચંદન. પત્રાઙ્ગમ્-પતઙ્ગમ્, રક્તચન્દનમ્. કુચન્દનમ્, તામ્રસારમ્, રઞ્જનમ્, તિલપર્ણિકા-તિલપર્ણી એ ૬ રક્તચંદન, રતાંજળી. ॥૬૪૨॥ જાતિકોશમ્, જાતિફલમ્-જાતીફલમ્, [સૌમનસમ્, પુટકમ્, મદશૌણ્ડકમ્, કોશફલમ્ એ ૪-શે૦૧૩૨] એ ૨-જાયફલ. કર્પૂરઃ (પુ. ન.), હિમવાલુકા, ઘનસારઃ,

[2]मृगनाभि[3]मृगमदः, [4]कस्तूरी [5]गन्धधूल्यपि[1] ।
[1]कश्मीरजन्म [2]घुसृणं, [3]वर्णं [4]लोहितचन्दनम्[1] ॥ ६४४ ॥
[5]वाह्लिकं [6]कुङ्कुमं [7]वह्निशिखं [8]कालेय[9]जागुडे ।
[10]सङ्कोचपिशुनं [11]रक्तं, [12]धीरं [13]पीतन[14]दीपने[1] ॥ ६४५ ॥
[1]लवङ्गं [2]देवकुसुमं, [3]श्रीसंज्ञ[1]मथ [1]कोलकम् ।
[2]कक्कोलकं [3]कोशफलं,[1] [1]कालीयकं तु [2]जापकम्[1] ॥ ६४६ ॥

सिताभ्रः, चन्द्र (पु. न), (ચંદ્રના પર્યાય વાચક શબ્દો.) એ ૫–કપૂર. मृगनाभिजा ॥६४३॥, मृगनाभिः (स्त्री.), मृगमदः, कस्तूरी, गन्धधूली એ ૫–કસ્તૂરી. कश्मीरजन्मा 'अन्' (न.), घुसृणम्, वर्णम्, लोहितचन्दनम् ॥६४४॥, वाह्लीकम्, कुङ्कुमम् (पु. न), वन्हिशिखम्, कालेयम्, जागुडम्, सङ्कोचपिशुनम्, रक्तम्, धीरम्, पीतनम्, दीपनम् [ करटम्, वासनीयकम् ॥१३२॥, प्रियङ्गु, पीतकावेरम्, घोरम्, पुष्परजः 'स्', वरम्, कुसुम्भम्, [1]जवापुष्पम्, कुसुमान्तम्, गौरवम् એ ૧૧ શે૦ ૧૩૨–૧૩૩, [2]वाह्लिकम्, संकोचम्, पिशुनम्, वर्ण्यम्, असृक्संज्ञम्–असृक्पर्यायम् એ ૫–શિ૦ ૫૧] એ ૧૪–કેશર. ॥૬૪૫॥ लवङ्गम्, देवकुसुमम्, श्रीसंज्ञम्, श्रीपर्यायम्,–એ ૩–લવીંગ. कोलकम्, कक्कोलकम्, कोशफलम् એ ૩–કંકોલ कालीयकम्, जापकम्–'जायकम्' [कालानुसार्यम् શિ૦ ૫૨] એ ૨–મલયાગિરી, પીત ચંદન. ॥૬૪૬॥ यक्षधूपः, बहुरूप, सालावेष्टः, अग्निवल्लभः,

१ जपापुष्पम् । २ वरं वाह्लीक–पीतने इत्यमर –भानु० ।

યક્ષધૂપો વહુરૂપઃ, સાલવેષ્ટોઽગ્નિવલ્લભઃ ।
સર્જમણિઃ સર્જરસઃ, રાલઃ સર્વરસોઽપિ ચ ॥ ૬૪૭ ॥
ધૂપો વૃકાત્ કૃત્રિમાચ્ચ, તુરુષ્કઃ સિલ્હપિણ્ડકૌ ।
પાયસસ્તુ વૃક્ષધૂપઃ, શ્રીવાસઃ સરલદ્રવઃ ॥ ૬૪૮ ॥
સ્થાનાત્ સ્થાનાન્તરં ગચ્છન્, ધૂપો ગન્ધપિશાચિકા ।
સ્થાસકસ્તુ હસ્તબિમ્બમલઙ્કારસ્તુ ભૂષણમ્ ॥ ૬૪૯ ॥
પરિષ્કારાભરણે ચ, ચૂડામણિઃ શિરોમણિઃ ।
નાયકસ્તરલો હારાન્તર્મણિર્મુકુટં પુનઃ ॥ ૬૫૦ ॥

સર્જમણિ, સર્જરસઃ, રાલઃ (પુ. ન.), સર્વરસઃ એ ૮-રાળ. ॥૬૪૭॥ વૃકધૂપઃ, કૃત્રિમધૂપઃ, તુરુષ્કઃ (પુ. ન.), સિલ્હઃ-'સિહ્લઃ', પિણ્ડકઃ [સિલ્હકઃ, યાવનઃ શિ૦ ૫૨] એ ૫-અનેક દ્રવ્યનો બનેલો દશાંગ વગેરે ધૂપ, લોબાન, શેલારસ પાયસઃ, વૃક્ષધૂપઃ, શ્રીવાસઃ, સરલદ્રવઃ [શ્રીવેષ્ટઃ[1], દધ્યાહ્વયઃ, ક્ષીરાહ્વયઃ, ઘૃતાહ્વયઃ એ ૪ શે૦ ૧૩૪] એ ૪-ગૂગળનો ધૂપ, દેવદારુના રસનો ગૂંદરરૂપ ધૂપ. ॥૬૪૮॥ ગન્ધપિશાચિકા-એક સ્થાનથી બીજે સ્થાને જતો ધૂપ સ્થાસકઃ, હસ્તબિમ્બમ્-કેશર વગેરેથી કરેલું હાથનું ચિત્ર, હાથનો થાપો. અલઙ્કારઃ, ભૂષણમ્ (પુ. ન.) ॥૬૪૯॥, પરિષ્કારઃ, આભરણમ્ એ ૪-અલંકાર ઘરેણાં. ચૂડામણિઃ-ચૂડારત્નમ્, શિરોમણિઃ-શિરોરત્નમ્, એ ૨-મસ્તક ઉપરનો મણિ નાયકઃ, તરલઃ, હારાન્તર્મણિઃ એ ૩-હારની વચમાં રહેલો મણિ મુકુટમ્ (પુ. ન.) ॥૬૫૦॥, મૌલિઃ

१ श्रीवेष्ट-भानु० ।

मौलिः किरीटं कोटीरमुष्णीषं पुष्पदाम तु ।
मूर्ध्नि माल्यं माला स्रक् गर्भकः केशमध्यगम् ॥ ६५१ ॥
प्रभ्रष्टकं शिखालम्बि, पुरोन्यस्तं ललामकम् ।
तिर्यक् वक्षसि वैकक्षं, प्रालम्बमृजुलम्बि यत् ॥ ६५२ ॥
सन्दर्भो रचना गुम्फः, श्रन्थनं ग्रन्थनं समाः ।
तिलके तमालपत्रचित्रपुण्ड्रविशेषकाः ॥ ६५३ ॥
आपीडशेखरोत्तंसाऽवतंसाः शिरसः स्रजि ।
उत्तंसौ कर्णपूरेऽपि, पत्रलेखा तु पत्रतः ॥ ६५४ ॥

(પુ. સ્ત્રી.), किरीटम् (પુ ન.), कोटीरम् (પુ ન.), ઉષ્ણીષમ્ (પુ. ન.), [मकुटः શિ૦ ૫૨] એ ૫–મુકુટ. પુષ્પદામ 'अन्' (ન), માલ્યમ્, માલા, સ્રક્ 'ज्' (સ્ત્રી). એ ૪–મસ્તક ઉપર ધારણ કરવાની પુષ્પમાલા. गर्भकः-કેશમાં ધારણ કરવાની પુષ્પમાલા. ॥૬૫૧॥ प्रभ्रष्टकम्-શિખાની પેઠે મસ્તક ઉપર પાછળના ભાગમાં લટકતી પુષ્પમાલા. લલામકમ્–માથા ઉપરથી આગળના કપાળે લટકતી પુષ્પમાલા, દામણી. वैकक्षम्–જનોઈની પેઠે પહેરેલી માળા. પ્રાલમ્બમ્-ગળામાંથી બન્ને બાજુએ છાતી ઉપર લટકતી માળા ॥૬૫૨॥ सन्दर्भः, રચના, ગુમ્ફઃ, શ્રન્થનમ્ , ગ્રન્થનમ્ [परिस्पन्दः, પ્રતિયત્નઃ શે૦ ૧૩૪] એ ૫– રચના ગૂંથણુ, પુષ્પના હાર વગેરેની રચના તિલકમ્ (પુ. ન.), તમાલપત્રમ્, चित्रम्, પુણ્ડ્ર, વિશેષકઃ (પુ ન) [चित्रकम् શિ૦ ૫૨] એ ૫–કેશર–ચન્દનાદિનું તિલક, ચાંદલો, ટીલું. ॥૬૫૩॥ આપીડઃ, શેખર, ઉત્તંસઃ, અવતંસ [वतंसः શિ૦ ૫૩] (પુ. ન), એ ૪ –મસ્તક ઉપર મુકુટના આકારે નાખેલી માળા, ઉત્તંસઃ, અવતંસઃ, कर्णपूरः (પુ. ન.) એ ૩ -કાનનું આભૂષણ. પત્રલેખા ॥૬૫૪॥, પત્રભઙ્ગિઃ–પત્રભઙ્ગી

ર્ભઙ્ગિવલ્લિલતાઙ્ગુલ્યઃ, પત્રપાશ્યા લલાટિકા ।
વાલપાશ્યા પારિતથ્યા, કર્ણિકા કર્ણભૂષણમ્ ॥ ૬૫૫ ॥
તાડઙ્કસ્તુ તાડપત્રં, કુણ્ડલં કર્ણવેષ્ટકઃ ।
ઉત્ક્ષિપ્તિકા તુ કર્ણાન્દુર્વાલિકા કર્ણપૃષ્ઠગા ॥ ૬૫૬ ॥
ગ્રૈવેયકં કણ્ઠભૂષા, લમ્બમાના લલન્તિકા ।
પ્રાલમ્બિકા કૃતા હેમ્નોરઃસૂત્રિકા તુ મૌક્તિકૈઃ ॥ ૬૫૭ ॥

(સ્ત્રી.), પત્રવલ્લિઃ—પત્રવલ્લી (સ્ત્રી.), પત્રલતા, પત્રાઙ્ગુલિઃ [પત્રવલ્લરી, પત્રમઞ્જરી શિ૦ ૫૩] એ ૫ સ્ત્રીઓના ગાલ, સ્તન વગેરે ઉપર કસ્તૂરી વગેરેથી કરેલી વેલ, પાંદડાં વગેરેની રચના. પત્રપાશ્યા, લલાટિકા એ ૨—લલાટનું આભૂષણ (દામણી) વાલપાશ્યા, પારિતથ્યા—પાયતિથ્યા [ પર્યવતથ્યા શિ૦ ૫૩] એ ૨—વાળ બાંધવાને માટે મોતીની સેરો, માથે સેંથા ઉપર રાખવાનું ઘરેણું. કર્ણિકા—કાને પહેરવાનું ઘરેણું ॥૬૫૫॥ તાડઙ્કઃ, તાડપત્રમ્ (પુ. ન.), (સૌવર્ણઃ), કુણ્ડલમ્ (પુ ન.), કર્ણવેષ્ટકઃ [કર્ણાદર્શઃ શે૦ ૧૩૫] એ ૪—કુંડલ. (તાડઙ્કઃ, તાડપત્રમ્ તાલપત્રમ્—કાને પહેરવાનું તાડપત્રના આકારનું સોનાનું આભૂષણ કુણ્ડલમ્, કર્ણવેષ્ટકઃ એ—કુંડલ. આ પ્રમાણે આ બન્ને ભિન્ન અર્થવાળા પણ છે.) ઉત્ક્ષિપ્તિકા, કર્ણાન્દુ. (સ્ત્રી.) [કર્ણાન્દૂઃ શિ૦ ૫૪] એ ૨—કાનનું આભૂષણ વિશેષ વાલિકા વાલિકા કાનમાં રહેલું આભૂષણ, વાળી ॥૬૫૬॥ ગ્રૈવેયકમ્. કણ્ઠભૂષા એ ૨—ડોકનું આભૂષણ, કંઠી વગેરે લલન્તિકા—નાભિસુધી લટકતી કંઠી. પ્રાલમ્બિકા નાભિસુધી લટકતી સોનાની કંઠી. ઉરઃસૂત્રિકા—નાભિ સુધી લટકતી મોતીની માલા. ॥૬૫૭॥ હારઃ (પુ. સ્ત્રી), મુક્તાપ્રા-

हारो मुक्तोतः प्रालम्बस्रक्कलापावलीलताः ।
देवच्छन्दः शतं साष्टं, त्विन्द्रच्छन्दः सहस्रकम् ॥ ६५८ ॥
तदर्धं विजयच्छन्दो, हारस्त्वष्टोत्तरं शतम् ।
अर्धं रश्मिकलापोऽस्य, द्वादश त्वर्धमाणवः ॥ ६५९ ॥
द्विर्द्वादशार्धगुच्छः स्यात् पञ्च हारफलं लताः ।
अर्धहारश्चतुःषष्टिर्गुच्छमाणवमन्दराः ॥ ६६० ॥
अपि गोस्तनगोपुच्छावर्धमर्धं यथोत्तरम् ।
इति हारा यष्टिभेदादेकावल्येकयष्टिका ॥ ६६१ ॥

लम्बः, मुक्तास्रक् 'ज्' (સ્રી), मुक्ताकलापः, मुक्तावली, मुक्तालता એ ૯-મોતીનો હાર. હારના ચૌદ પ્રકારો છે. તેનાં નામ ૧ देवच्छन्दः -સો સેરનો હાર. ૨ इन्द्रच्छन्दः એક હજાર આઠ સેરનો હાર. ॥૬૫૮॥ ૩ विजयच्छन्दः-પાચસો ચાર સેરનો હાર ૪ हारः-એકસો આઠ સેરનો હાર. ૫ रश्मिकलापः-ચોપન સેરનો હાર ૬ अर्धमाणवः-બાર સેરનો હાર ॥૬૫૯॥, ૭ अर्धगुच्छः-ચોવીસ સેરનો હાર ૮ हारफलम्-પાચ સેરનો હાર ૯ अर्धहारः-ચોસઠ સેરનો હાર. ૧૦ गुच्छः-બત્રીસ સેરનો હાર. ૧૧ माणवः સોલ સેરનો હાર. ૧૨ मन्दरः-આઠ સેરનો હાર ॥૬૬૦॥, ૧૩ गोस्तनः-ચાર સેરનો હાર. ૧૪ गोपुच्छः-બે સેરનો હાર. આ પ્રમાણે લતા-સેરોના ભેદોથી ૧૪ પ્રકારના હાર છે. एकावली, एकयष्टिका ॥૬૬૧॥, कण्ठिका એ ૩-એક સેરનો હાર, કંઠી, नक्षत्रमाला-નક્ષત્રની સંખ્યા પ્રમાણે સત્તાવીસ મોતીઓની માલા. केयूरम्, अङ्गदम्, बाहुभूषा એ ૩-કોણીના ઉપરના ભાગે પહેરવાનુ ઘરેણું-બાજુબંધ, કડું

કણ્ઠિકાऽप्यथ નક્ષત્રમાલા તત્સઙ્ખ્યમૌક્તિકૈઃ ।
કેયૂરમઙ્ગદં બાહુભૂષાऽथ કરભૂષણમ્ ॥ ૬૬૨ ॥
કટકો વલયં પારિહાર્યાવાપૌ ચ કઙ્કણમ્ ।
હસ્તસૂત્રં પ્રતિસર, ઊર્મિકા ત્વઙ્ગુલીયકમ્ ॥ ૬૬૩ ॥
સા સાક્ષરાऽङ्गुलिमुद्रा, કટિસૂત્રં તુ મેખલા ।
કલાપો રશના સારસનં કાઞ્ચી ચ સપ્તકી ॥ ૬૬૪ ॥
સા શૃઙ્ખલં પુંસ્કટિસ્થા, કિઙ્કણી ક્ષુદ્રઘણ્ટિકા ।
નૂપુરં તુ તુલાકોટિઃ પાદતઃ કટકાઙ્ગદે ॥ ૬૬૫ ॥

વગેરે. કરભૂષણમ્ ॥૬૬૨॥, કટકઃ, વલયમ્, પારિહાર્યઃ, આવાપઃ, કઙ્કણમ્, હસ્તસૂત્રમ્, આ ૭ (પુ. ન). પ્રતિસરઃ (ત્રિ.) [પરિહાર્યઃ શિ૦ ૫૪] એ ૮-હાથના કાંડાનું ઘરેણું-પોંચી, કડું, વલય, બંગડી વગેરે. (કઙ્કણમ્, હસ્તસૂત્રમ્, પ્રતિસરઃ એ ૩-હાથે બાંધવાનું મંગલસૂત્ર) ઊર્મિકા, અઙ્ગુલીયકમ્ એ ૨-વીંટી, વ્હેડ. ॥૬૬૩॥ અઙ્ગુલિમુદ્રા-નામાક્ષરવાળી વીંટી. કટિસૂત્રમ્, મેખલા, કલાપઃ, રશના 'રસના' (સ્ત્રી. ન), સારસનમ્, કાઞ્ચી, સપ્તકી [લાલિની, કટિમાલિકા શે૦ ૧૩૫] એ ૭-સ્ત્રીની કેડનો કંદોરો, મેખલા ॥૬૬૪॥ શૃઙ્ખલમ્ (ત્રિ.)-પુરુષની કેડનો કંદોરો કિઙ્કણી-કિઙ્કણિઃ, (સ્ત્રી), ક્ષુદ્રઘણ્ટિકા, કિઙ્કિણિઃ, 'કઙ્કણી' [ઘર્ઘરી, વિદ્યા, વિદ્યામણિઃ એ ૩ શે૦ ૧૩૫ કિઙ્કિણી શિ૦ ૫૪] એ ૨-ઘૂઘરી નૂપુરમ્ (પુ. ન.) તુલાકોટિઃ (પુ. ન), પાદકટકમ્ (પુ ન.), પાદાઙ્ગદમ્ ॥૬૬૫॥,

મઞ્જીરં હંસકં શિઞ્જીન્યંશુકં વસ્ત્રમમ્બરમ્ ।
સિચયો વસનં ચીરાઽઽચ્છાદૌ સિક્ ચેલવાસસી ॥ ૬૬૬ ॥
પટઃ પ્રોતોઽઞ્ચલો ઽસ્યાન્તો, વર્તિર્વસ્તિશ્ચ તદ્દશાઃ ।
પત્રોર્ણં ધૌતકૌશેયમુષ્ણીષો મૂર્ધવેષ્ટનમ્ ॥ ૬૬૭ ॥

તત્ સ્યાદુદ્ગમનીયં યદ્ધૌતયોર્વસ્ત્રયોર્યુગમ્ ।
ત્વક્ફલકૃમિરોમભ્યઃ, સમ્ભવાત્ તચ્ચતુર્વિધમ્ ॥ ૬૬૮ ॥

મઞ્જીરમ્ (પુ ન.), હંસકમ્ (પુ. ન.), શિઞ્જિની [[1]પાદશીલી, મન્દીરમ્, પાદનાલિકા એ ૩ શે૦ ૧૩૬] એ ૭–પગે પહેરવાનું ઝાંજર, કલ્લુ [પાદાઙ્ગુલીયકમ્, પાદપાલિકા, પાદકીલિકા એ ૩–પગની અંગૂઠીઓ. શે૦ ૧૩૬] અંશુકમ્, વસ્ત્રમ્, (પુ ન), અમ્બરમ્, સિચય, વસનમ્, ચીરમ્, આચ્છાદઃ, સિક્ 'ચ્' (સ્ત્રી.) ચેલમ્, વાસઃ 'સ્' (ન) ॥૬૬૬॥, પટઃ (ત્રિ.), પ્રોતઃ (પુ. ન.) [નિવસનમ્, વસનમ્, સત્રમ્, કર્પટમ્, એ ૪–શે૦ ૧૩૭, આચ્છાદનમ્ શિ૦ ૫૪] એ ૧૨–વસ્ત્ર. અઞ્ચલઃ (પુ. ન.)-વસ્ત્રનો છેડો. વર્તિઃ (પુ. સ્ત્રી.), વસ્તિઃ (પુ સ્ત્રી.), દશાઃ (પુ. સ્ત્રી. બ.), [વસ્ત્રપેશ્યઃ 'શી' (સ્ત્રી. બ.), શે૦ ૧૩૭] એ ૩–વસ્ત્રની દશીઓ. વસ્ત્રનાબ઼ને છેડે જે દશીઓ હોય છે તે. પત્રોર્ણમ્, ધૌતકૌશેયમ્ એ ૨–કોશેટાની લાળનુ વસ્ત્ર, કીડાથી ઉત્પન્ન થયેલુ રેશમી વસ્ત્ર, ધોયેલું રેશમી વસ્ત્ર ઉષ્ણીષઃ (પુ ન), મૂર્ધવેષ્ટનમ્ એ ૨–પાઘડી, ફેંટો. ॥૬૬૭॥ ઉદ્ગમનીયમ્–ધોયેલા વસ્ત્રનો જોડો. ધોયેલું વસ્ત્ર, ત્વક્, ફલ, કૃમિ અને રોમ (રુવાટી) થી ઉત્પન્ન થયેલ વસ્ત્રના ચાર પ્રકાર છે. ॥૬૭૮॥ ત્વક્–છાલથી બનેલ વસ્ત્ર–ક્ષૌમાદિ, ફલ–કપાસનું

૧ પાદશાલી–માનુ૦ ।

ક્ષૌમકાર્પાસકૌશેયરાઙ્કવાદિવિભેદતઃ ।
ક્ષૌમં દુકૂલં દુગૂલં, સ્યાત્ કાર્પાસં તુ વાદરમ્ ॥ ૬૬૯ ॥
કૌશેયં કૃમિકોશોત્થં, રાઙ્કવં મૃગરોમજમ્ ।
કમ્બલઃ પુનરૂર્ણાયુરાવિકૌરભ્રરલ્લકાઃ ॥ ૬૭૦ ॥
નવં વાસોઽનાહતં સ્યાત્, તન્ત્રકં નિષ્પ્રવાણિ ચ ।
પ્રચ્છાદનં પ્રાવરણં, સંવ્યાનં ચોત્તરીયકમ્ ॥ ૬૭૧ ॥
વૈકક્ષે પ્રાવારોત્તરાસઙ્ગૌ બૃહતિકાપિ ચ ।
વરાશિઃ સ્થૂલશાટઃ સ્યાત્, પરિધાનં ત્વધોંઽશુકમ્ ॥ ૬૭૨ ॥

બનેલ વસ્ત્ર-કાર્પાસાદિ, કૃમિ-કીડાથી બનેલ વસ્ત્ર કૌશેયાદિ, રુવાટીથી બનેલ વસ્ત્ર-રાઙ્કવાદિ એ વસ્ત્રના ચાર પ્રકાર છે. ક્ષૌમમ્ (પુ. ન.), દુકૂલમ્, દુગૂલમ્ એ ૩-શણ વગેરેનું વસ્ત્ર કાર્પાસમ્, વાદરમ્ (ફાલમ્) એ ૨-કપાસમાથી બનેલું વસ્ત્ર. ॥૬૬૯॥ કૌશેયમ્-કોશેટાથી બનેલું વસ્ત્ર, રેશમી વસ્ત્ર રાઙ્કવમ્, મૃગરોમજમ્ એ ૨ હરણ વિશેષનાં રુવાટામાંથી બનેલ વસ્ત્ર. કમ્બલઃ (પુ, સ્ત્રી.) ઊર્ણાયુ· (પુ), આવિકઃ, ઔરભ્રઃ, રલ્લકઃ એ ૫-ઊનનું વસ્ત્ર, કાંબલ. ॥૬૭૦॥ અનાહતમ્, તન્ત્રકમ્, નિષ્પ્રવાણિ એ ૩ (ત્રિ),-નવું વસ્ત્ર. પ્રચ્છાદનમ્, પ્રાવરણમ્, સંવ્યાનમ્, ઉત્તરીયકમ્ એ ૪-ઓઢવાનું વસ્ત્ર, શરીર ઉપર નાખવાનું વસ્ત્ર ॥૬૭૧॥ વૈકક્ષમ્, પ્રાવારઃ, ઉત્તરાસઙ્ગઃ, બૃહતિકા એ ૪-ઉત્તરાસંગ, ખેસ. વરાશિઃ (પુ.) સ્થૂલશાટઃ એ ૨-જાડું વસ્ત્ર. પરિધાનમ્, અધોંશુકમ્ ॥૬૭૨॥ અન્ત-

अन्तरीयं निवसनमुपसंव्यानमित्यपि ।
तद्ग्रन्थिरुच्चयो नीवी, वरस्त्र्यधोरुकांशुकम् ॥ ६७३ ॥
चण्डातकं चलनकश्चलनी त्वितरस्त्रियाः ।
चोलः कञ्चुलिका कूर्पासकोऽङ्गिका च कञ्चुके ॥ ६७४ ॥
शाटी चोट्यथ नीशारो, हिमवातापहांशुके ।
कच्छा कच्छाटिका कक्षा, परिधानापराञ्चले ॥ ६७५ ॥
कक्षापटस्तु कौपीनं, समौ नक्तककर्पटौ ।
निचोलः प्रच्छदपटो, निचुलश्चोत्तरच्छदः ॥ ६७६ ॥

रीयम्, निवसनम्, उपसंव्यानम् એ ૫ નીચે પહેરવાનું વસ્ત્ર. उच्चयः, नीवी એ ૨-અન્તરીય--નીચેના વસ્ત્રની ગાંઠ. ॥૬૭૩॥ चण्डातकम् (પુ. ન), चलनकः એ ૨-સુંદર સ્ત્રીનું અર્ધ સાથળ સુધી ઢંકાય તેવુ વસ્ત્ર. चलनी-સાધરણ સ્ત્રીનુ અર્ધ સાથળ ઢંકાય તેવુ વસ્ત્ર-ચણિયો. चोलः, कञ्चुलिका, कूर्पासकः, अङ्गिका, कञ्चुकः (પુ. ન.) [कूर्पासः શિ૦ ૫૫] એ ૫-ચોળી, કાંચળી વગેરે. ॥૬૭૪॥ चोटी (પુ સ્ત્રી) शाटी (પુ. સ્ત્રી),-शाटकः (પુ. ન.) એ ૨ સાડી. नीशारः, हिमवातापहांशुकम् [द्विखण्डकः, वरकः શે૦ ૧૩૭-૧૩૮] એ ૨-ટાઢ અને પવન રોકવા માટે ઓઢવાનુ વસ્ત્ર-રજાઈ વગેરે. कच्छा, कच्छाटिका-कच्छाटी, कक्षा, એ ૩-વસ્ત્રનો છેડો, કાછડી ॥૬૭૫॥ कक्षापटः, कौपीनम् [कक्षापुटः શિ૦ ૫૫] એ ૨-લંગોટી नक्तकः, कर्पटः (પુ ન.) એ ૨-વસ્ત્રનો ટુકડો, ગળણું, ચીથરુ निचोलः, प्रच्छदपटः, निचुलः (પુ. ન.)- निचुलकम्, उत्तरच्छद એ ૪-ઓછાડ, ઉત્તરપટ ॥૬૭૬॥ पूर्णपात्रम्, पूर्णानकम् એ ૨-ઉત્સવોમાં જે વસ્ત્ર,

ઉત્સવેષુ સુહૃદ્ભિર્યદ્, બલાદાકૃષ્ય ગૃહ્યતે ।
વસ્ત્રમાલ્યાદિ તત્ પૂર્ણપાત્રં પૂર્ણાનકં ચ તત્ ॥ ૬૭૭ ॥
તત્ તુ સ્યાદાપ્રપદીનં, વ્યાપ્નોત્યાપ્રપદં હિ યત્ ।
ચીવરં ભિક્ષુસઙ્ઘાટી, જીર્ણવસ્ત્રં પટચ્ચરમ્ ॥ ૬૭૮ ॥
શાણી ગોણી છિદ્રવસ્ત્રે, જલાર્દ્રા ક્લિન્નવાસસિ ।
પર્યસ્તિકા પરિકરઃ, પર્યઙ્કશ્ચાવસક્થિકા ॥ ૬૭૯ ॥
કુથે વર્ણઃ પરિસ્તોમઃ, પ્રવેણીનવતાઽઽસ્તરાઃ ।
અપટી કાણ્ડપટઃ સ્યાત્, પ્રતિસીરા જવન્યપિ ॥ ૬૮૦ ॥
તિરસ્કરિણ્યથોલ્લોચો, વિતાનં કદકોઽપિ ચ ।
ચન્દ્રોદયે સ્થુલં દૂષ્યે, કેણિકા પટકુટ્યપિ ॥ ૬૮૧ ॥

માળા વગેરે મિત્રોવડે બલાત્કારે ખેંચીને લેવાય તે. ॥ ૬૭૭ ॥ આપ્રપદીનમ્-પગની પાની સુધી સર્વ અંગ ઢંકાય તેવું પહેરવાનું વસ્ત્ર. ચીવરમ્, ભિક્ષુસઙ્ઘાટી એ ૨-મુનિઓનું વસ્ત્ર. જીર્ણવસ્ત્રમ્, પટચ્ચરમ્—જીર્ણ વસ્ત્ર. ॥૬૭૮॥ શાણી, ગોણી, છિદ્રવસ્ત્રમ્ એ ૩-કાણા પડેલું વસ્ત્ર, ગુણી. જલાર્દ્રા, ક્લિન્નવાસઃ 'સ્' (ન), એ ૨-ભીંજાયેલું વસ્ત્ર. પર્યસ્તિકા, પરિકરઃ, પર્યઙ્કઃ, અવસક્થિકા, [પલ્યઙ્કઃ શિ૦ ૫૬] એ ૪-પલાઠી ॥૬૭૯॥ કુથઃ (ત્રિ.), વર્ણઃ, પરિસ્તોમઃ, પ્રવેણી, નવતમ્, આસ્તરઃ [વર્ણપરિસ્તોમઃ ॥૫૫॥ આસ્તરણમ્ શિ૦ ૫૫-૫૬] એ ૬ હાથી કે રથ ઉપર નાખવાનું વસ્ત્ર-ઝૂલ. અપટી, કાણ્ડપટઃ, પ્રતિસીરા, જવની ॥ ૬૮૦ ॥, તિરસ્કરિણી [યમની શિ૦ ૫૬] એ ૫-કનાત, પડદો. ઉલ્લોચઃ, વિતાનમ્ (પુ. ન.), કદકઃ, ચન્દ્રોદયઃ એ ૪-ચંદરવો. સ્થુલમ્,

ગુણલયનિકાયાં સ્યાત્, સંસ્તરસ્સ્રસ્તરૌ સમૌ ।
તલ્પં શય્યા શયનીયં, શયનં તલિમં ચ તત્ ॥ ૬૮૨ ॥
મઞ્ચમઞ્ચકપર્યઙ્કપલ્યઙ્કાઃ ખટ્વયા સમાઃ ।
ઉચ્છીર્ષકમુપાદ્ ધાનવર્હૌ પાલે પતદ્ગ્રહઃ ॥ ૬૮૩ ॥
પ્રતિગ્રાહો મકુરાત્મદર્શાઽઽદર્શાસ્તુ દર્પણે ।
સ્યાદ્ વેત્રાસનમાસન્દી, વિષ્ટરઃ પીઠમાસનમ્ ॥ ૬૮૪ ॥
કસિપુર્ભોજનાચ્છાદાવૌશીરં શયનાસને ।
લાક્ષા દ્રુમામયો રાક્ષા, રઙ્ગમાતા પલઙ્કષા ॥ ૬૮૫ ॥

દૂષ્યમ્ એ ૨–વસ્ત્રનું ઘર, તંબુ. કેણિકા, પટકુટી ॥૬૮૧॥, ગુણલયનિકા એ ૩–વસ્ત્રનું નાનું ઘર, રાવટી સંસ્તરઃ, સ્રસ્તરઃ [પ્રસ્તરઃ શિ૦ ૫૬] એ ૨–પાંદડાં વગેરેની શય્યા તલ્પમ્ (પુ ન.) શય્યા, શયનીયમ્, શયનમ્(પુ ન ), તલિમમ્ એ ૫-શય્યા, તળાઈ. ॥૬૮૨॥ મઞ્ચઃ, મઞ્ચકઃ (પુ. ન ), પર્યઙ્કઃ, પલ્યઙ્કઃ, ખટ્વા એ ૫–ખાટલો, પલંગ. ઉચ્છીર્ષકમ્ , ઉપધાનમ્ , ઉપવર્હઃ એ ૩–ઓશીકું. પાલઃ, પતદ્ગ્રહઃ ॥૬૮૩॥, પ્રતિગ્રાહઃ [પતદ્ગ્રાહઃ, પ્રતિગ્રહ શિ૦ ૫૭ એ ૩–(પુ. ન ) થૂંકવાનુ પાત્ર, પિકદાણી, પાતરુ. મકુરઃ, આત્મદર્શઃ, આદર્શઃ, દર્પણઃ [મુકુરઃ શિ૦ ૫૭] એ ૪–દર્પણ, આરીસો વેત્રાસનમ્ , આસન્દી એ ૨–નેતરનુ બનાવેલુ આસન, ખુરશી વગેરે. વિષ્ટરઃ (પુ. ન ), પીઠમ્ (સ્ત્રી ન.), આસનમ્ (પુ. ન.), એ ૩–આસન, કાષ્ઠાસન ॥૬૮૪॥ કસિપુઃ (પુ ન ), [કશિપુઃ શિ૦ ૫૭]–ભોજન અને વસ્ત્ર ઔશીરમ્ શયન અને આસન. લાક્ષા, દ્રુમામયઃ, રાક્ષા, રઙ્ગમાતા, પલઙ્કષા ॥૬૮૫ ॥ જતુ (ન ) ક્ષતઘ્ના, કૃમિજા એ ૮

જતુ ક્ષતઘ્ના કૃમિજા, યાવાલક્તૌ તુ તદ્રસઃ ।
અઞ્જનં કજ્જલં દીપઃ, પ્રદીપઃ કજ્જલધ્વજઃ ॥ ૬૮૬ ॥
સ્નેહપ્રિયો ગૃહમણિર્દશાકર્ષો દશેન્ધનઃ ।
વ્યજનં તાલવૃન્તં તત્, ધવિત્રં મૃગચર્મણઃ ॥ ૬૮૭ ॥
આલાવર્ત્તં તુ વસ્ત્રસ્ય, કઙ્કતઃ કેશમાર્જનઃ ।
પ્રસાધનશ્ચાથ વાલક્રીડનકે ગુડો ગિરિઃ ॥ ૬૮૮ ॥
ગિરિયકો ગિરિગુડઃ, સમૌ કન્દુકગેન્દુકૌ ।
રાજા રાટ્ પૃથિવીશક્રમધ્યલોકેશભૂભૃતઃ ॥ ૬૮૯ ॥

લાખ. યાવઃ, અલક્તઃ [યાવકઃ, અલક્તકઃ શિ૦ ૫૮] એ ૨-લાખનો રસ-અલતો, લાખ. અઞ્જનમ્, કજ્જલમ્ એ ૨-કાજળ. દીપઃ (પુ. ન) પ્રદીપઃ, કજ્જલધ્વજઃ ॥૬૮૬॥, સ્નેહપ્રિયઃ, ગૃહમણિઃ, દશાકર્ષઃ, દશેન્ધનઃ એ ૭-દીવો. વ્યજનમ્, તાલવૃન્તમ્ [વીજનમ્ શિ૦ ૫૮] એ ૨-પંખો-વીંઝણો. ધવિત્રમ્-મૃગચર્મનો બનાવેલ પંખો. ॥૬૮૭॥ આલાવર્ત્તમ્-વસ્ત્રનો પંખો. કઙ્કતઃ, (ત્રિ.) કેશમાર્જનઃ, પ્રસાધનઃ એ ૩-કાંસકો, કાંસકી વાલક્રીડનકમ્, ગુડઃ, ગિરિઃ (પુ.) ॥ ૬૮૮ ॥, ગિરિયકઃ, ગિરિગુડઃ [ગિરીયકઃ, ગિરિકઃ શિ૦ ૫૮] એ ૫-ગેડી બાળકને રમવાનું સાધન. કન્દુકઃ (પુ. ન), ગેન્દુકઃ [ગન્દુકઃ શિ૦ ૫૯] એ ૨-દડો. રાજા 'અન્' (પુ.), રાટ્ 'જ્' (પુ.), પૃથિવીશક્રઃ, મધ્યલોકેશઃ, ભૂભૃત્ (પુ.) ॥૬૮૯॥, મહીક્ષિત્ (પુ.), પાર્થિવઃ, મૂર્ધાભિષિક્તઃ, ભૂપઃ, પ્રજાપઃ,

महीक्षित् पार्थिवो मूर्धाभिषिक्तो भू-प्रजा-नृ-पः ।
मध्यमो मण्डलाधीशः सम्राट् तु शास्ति यो नृपान् ॥ ६९० ॥
यः सर्वमण्डलस्येशो, राजसूयं च योऽयजत् ।
चक्रवर्ती सार्वभौमस्ते तु द्वादश भारते ॥ ६९१ ॥
आर्षभिर्भरतस्तत्र, सगरस्तु सुमित्रभूः ।
मघवा वैजयिरथाश्वसेननृपनन्दनः ॥ ६९२ ॥
सनत्कुमारोऽथ शान्तिः, कुन्थुररो जिना अपि ।
सुभूमस्तु कार्त्तवीर्यः, पद्मः पद्मोत्तरात्मजः ॥ ६९३ ॥

નૃપઃ, (ભૂપાલઃ, લોકપાલઃ, નરપાલઃ) [મૂર્ધાવસિક્તઃ શિ૦ ૫૯] એ ૧૧-રાજા મધ્યમઃ, મણ્ડલાધીશઃ એ ૨-એક દેશાધિપતિ, સામાન્ય રાજા, માંડલિક રાજા સમ્રાટ્, 'જ્' (પુ)-રાજાઓ ઉપર શાસન કરનાર, સર્વ મંડલ (દેશ) નો સ્વામી અને રાજસૂય યજ્ઞ કરનાર રાજા. ॥૬૯૦॥ ચક્રવર્ત્તી 'ઇન્' (પુ.) સાર્વભૌમઃ [અધીશ્વરઃ શે૦ ૧૩૮] એ ૨-સર્વ ભૂમિનો અધિપતિ, ચક્રવર્તી રાજા તે ચક્રવર્તીઓ ભારત વર્ષમાં (ભરતક્ષેત્રમાં) એક અવસર્પિણી અગર એક ઉત્સર્પિણીમાં ૧૨ થાય છે. ॥૬૯૧॥

આ અવસર્પિણીમાં થયેલા ૧૨ ચક્રવતીનાં અનુક્રમે નામો
૧ આર્ષભિઃ, ભરતઃ-એ ૨-પહેલા ચક્રવર્તી ભરત. ૨ સગરઃ, સુમિત્રભૂઃ (પુ.), એ ૨-બીજો સગર. ૩ મઘવા 'અન્', વૈજયિઃ એ ૩-ત્રીજો મઘવા. ૪ અશ્વસેનનૃપનન્દનઃ ॥૬૯૨॥, સનત્કુમારઃ એ ૨-ચોથો સનત્કુમાર. ૫ શાન્તિઃ (પુ), ૬ કુન્થુઃ, ૭ અરઃ-પાંચમા શાન્તિનાથ, છઠ્ઠા કુન્થુનાથ, સાતમા અરનાથ-આ ત્રણે ચક્રવતી અને તીર્થંકર પણ થયા છે ૮ સુભૂમઃ, કાર્ત્તવીર્યઃ એ ૨-આઠમો સુભૂમ. ૯

હરિષેણો હરિસુતો, જયો વિજયનન્દનઃ ।
બ્રહ્મસૂનુર્બ્રહ્મદત્તઃ, સર્વેઽપીક્ષ્વાકુવંશજાઃ ॥ ૬૯૪ ॥
પ્રાજાપત્યસ્ત્રિપૃષ્ઠોઽથ, દ્વિપૃષ્ઠો બ્રહ્મસમ્ભવઃ ।
સ્વયમ્ભૂ રુદ્રતનયઃ, સોમભૂઃ પુરુષોત્તમઃ ॥ ૬૯૫ ॥
શૈવઃ પુરુષસિંહોઽથ, મહાશિરસ્સમુદ્ભવઃ ।
સ્યાત્ પુરુષપુણ્ડરીકો, દત્તોઽગ્નિસિંહનન્દનઃ ॥ ૬૯૬ ॥
નારાયણો દાશરથિઃ, કૃષ્ણસ્તુ વસુદેવભૂઃ ।
વાસુદેવા અમી કૃષ્ણા, નવ શુક્લા બલાસ્ત્વમી ॥ ૬૯૭ ॥

પદ્મઃ,પદ્મોત્તરાત્મજઃ એ૨–નવમો પદ્મ. ॥૬૯૩॥ ૧૦ હરિષેણઃ, હરિસુતઃ એ ૨–દશમો હરિષેણ. ૧૧ જયઃ, વિજયનન્દનઃ એ ૨ અગિયારમો જય ૧૨ બ્રહ્મદત્તઃ, બ્રહ્મસૂનુઃ એ ૨ બારમો બ્રહ્મદત્ત ચક્રવર્તી. આ બારે ચક્રવર્તીઓ ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલ છે. ॥૬૯૪॥

નવ અર્ધચક્રવર્ત્તી વાસુદેવના નામ ૧ પ્રાજાપત્યઃ, ત્રિપૃષ્ઠઃ એ ૨–પ્રથમ વાસુદેવ ત્રિપૃષ્ઠ. ૨ દ્વિપૃષ્ઠઃ, બ્રહ્મસમ્ભવઃ એ ૨ બીજો દ્વિપૃષ્ઠ ૩ સ્વયમ્ભૂઃ ( પુ ), રુદ્રતનયઃ એ ૨ ત્રીજો સ્વયંભૂ ૪ સોમભૂઃ (પુ.), પુરુષોત્તમઃ ૨–ચોથો પુરુષોત્તમ. ॥૬૯૫॥ ૫ શૈવઃ, પુરુષસિંહઃ એ ૨–પાચમો પુરુષસિંહ ૬ મહાશિરઃસમુદ્ભવઃ, પુરુષપુણ્ડરીકઃ એ ૨–છઠ્ઠો પુરુષ પુંડરીક ૭ દત્તઃ, અગ્નિસિંહનન્દનઃ એ ૨–સાતમો દત્ત ॥ ૬૯૬ ॥ ૮ નારાયણઃ, દાશરથિઃ એ ૨–આઠમો નારાયણ–લક્ષ્મણ વાસુદેવ. ૯ કૃષ્ણઃ, વસુદેવભૂઃ એ ૨–નવમો કૃષ્ણ વાસુદેવ આ નવે વાસુદેવ વાસુદેવાઃ, કાળા વર્ણવાળા હોય છે. નવ (અચલ વગેરે) બલાઃ–બલદેવો શ્વેત

અચલો વિજયો ભદ્રઃ, સુપ્રભશ્ચ સુદર્શનઃ ।
આનન્દો નન્દનઃ પદ્મો, રામો વિષ્ણુદ્વિષસ્ત્વમી ॥ ૬૯૮ ॥
અશ્વગ્રીવસ્તારકશ્ચ, મેરકો મધુરેવ ચ ।
નિશુમ્ભબલિપ્રહ્લાદલઙ્કેશમગધેશ્વરાઃ ॥ ૬૯૯ ॥
જિનૈઃ સહ ત્રિષષ્ટિઃ સ્યુઃ, શલાકાપુરુષા અમી ।
આદિરાજઃ પૃથુર્વૈન્યો, માન્ધાતા યુવનાશ્વજઃ ॥ ૭૦૦ ॥
ધુન્ધુમારઃ કુવલાશ્વો, હરિશ્ચન્દ્રસ્ત્રિશઙ્કુજઃ ।
પુરૂરવા બૌધ ઐલ, ઉર્વશીરમણશ્ચ સઃ ॥ ૭૦૧ ॥

વર્ણવાળા હોય છે તેમનાં નામ ॥૬૯૭॥ ૧ અચલઃ, ૨ વિજયઃ, ૩ ભદ્રઃ, ૪ સુપ્રભઃ, ૫ સુદર્શનઃ, ૬ આનન્દઃ, ૭ નન્દનઃ, ૮ પદ્મઃ, ૯ રામઃ આ નવ વાસુદેવના મોટા ભાઈ બલદેવનાં નામો અનુક્રમે જાણવા. વિષ્ણુદ્વિષઃ 'ષ્'( પુ. બ )-વાસુદેવના પ્રતિપક્ષી (શત્રુઓ). અશ્વગ્રીવ વગેરે પ્રતિવાસુદેવ નવ હોય છે. તે નવ પ્રતિવાસુદેવના અનુક્રમે નામો ॥૬૯૮॥ ૧ અશ્વગ્રીવઃ, ૨ તારકઃ, ૩ મેરકઃ, ૪ મધુઃ, ૫ નિશુમ્ભઃ, ૬ બલિઃ (પુ.) ૭ પ્રહ્લાદઃ, ૮ લઙ્કેશઃ-રાવણઃ, ૯ મગધેશ્વરઃ-જરાસન્ધઃ આ નવ પ્રતિવાસુદેવનાં નામો અનુક્રમે જાણવાં. ॥૬૯૯॥ ૨૪-તીર્થંકર, ૧૨-ચક્રવર્તી-, ૮ વાસુદેવ, ૯-બલદેવ, ૯-પ્રતિવાસુદેવ એમ કુલ મળી આ ત્રેસઠ શલાકાપુરુષ કહેવાય છે આદિરાજઃ, પૃથુઃ (પુ.), વૈન્યઃ એ ૩-આદિરાજ, પૃથુરાજા. લોકમાં છ ચક્રવર્તીઓ પ્રસિદ્ધ છે, તેનાં નામ ૧ માન્ધાતા 'તૃ' (પુ), યુવનાશ્વજઃ એ ૨-માન્ધાતા રાજા ॥૭૦૦॥ ૨-ધુન્ધુમારઃ, કુવલાશ્વઃ એ ૨-ધુન્ધુમાર રાજા. ૩-હરિશ્ચન્દ્રઃ, ત્રિશઙ્કુજઃ એ ૨-હરિશ્ચન્દ્ર રાજા. ૪ પુરૂરવાઃ 'અસ્' (પુ.)

दौष्यन्तिर्भरतः सर्वदमः शकुन्तलात्मजः ।
हैहयस्तु कार्त्तवीर्यो, दोस्सहस्रभृदर्जुनः ॥ ७०२ ॥

कौशल्यानन्दनो दाशरथी रामोऽस्य तु प्रिया ।
वैदेही मैथिली सीता, जानकी धरणीसुता ॥७०३॥

रामपुत्रौ कुशलवावेकयोक्तया कुशीलवौ ।
सौमित्रिर्लक्ष्मणो वाली, वालिरिन्द्रसुतश्च सः ॥ ७०४ ॥

आदित्यसूनुः सुग्रीवो, हनुमान् वज्रकङ्कटः ।
मारुतिः केशरिसुत, आञ्जनेयोऽर्जुनध्वजः ॥ ७०५ ॥

ચૌધઃ, પૈલઃ, ઉર્વશીરમણઃ એ ૪–પુરૂરવા રાજા–ઉર્વશીનો પતિ. ॥૭૦૧॥ ૫–દૌષ્યન્તિઃ (પુ), ભરતઃ, સર્વદમઃ, શકુન્તલાત્મજઃ [સર્વદમનઃ શે૦ ૫૯] એ ૪–ભરત, દુષ્યન્ત અને શકુન્તલાનો પુત્ર. ૬–હૈહયઃ, કાર્ત્તવીર્યઃ, દોઃસહસ્રભૃત્ (પુ.), અર્જુનઃ એ ૪–કાર્તવીર્ય, કૃતવીર્યનો પુત્ર–અર્જુન. ॥૭૦૨॥ કૌશલ્યાનન્દનઃ, દાશરથિઃ (પુ), રામઃ [રામચન્દ્રઃ, રામભદ્રઃ શિ૦ ૬૦] એ ૩ રામ, રામચંદ્ર વૈદેહી, મૈથિલી, સીતા, જાનકી, ધરણીસુતા એ ૫–સીતા, રામની સ્ત્રી. ॥૭૦૩॥ કુશઃ, લવઃ આ ૨–રામના પુત્રો અને એક સાથે વપરાતા પ્રયોગમાં–કુશીલવૌ (પુ દ્વિવ). એ કુશ અને લવ. સૌમિત્રિઃ (પુ.), લક્ષ્મણઃ એ ૨–લક્ષ્મણ વાલી 'ઇન્' (પુ.) વાલિઃ (પુ), ઇન્દ્રસુતઃ [સુગ્રીવાગ્રજઃ શિ૦ ૬૦] એ ૩–વાલી ॥૭૦૪॥ આદિત્યસૂનુઃ (પુ.), સુગ્રીવઃ એ સુગ્રીવ. હનુમાન્ 'મત્' (પુ.), વજ્રકઙ્કટઃ, મારુતિઃ (પુ), કેશરિસુતઃ, આઞ્જનેયઃ, અર્જુનધ્વજઃ [હનૂમાન્ શિ૦ ૬૦] એ ૬–હનુમાન. ॥૭૦૫॥ પૌલસ્ત્યઃ, રાવણઃ, રક્ષઈશઃ,

પૌલસ્ત્યો રાવણો રક્ષો લઙ્કેશો દશકન્ધરઃ ।
રાવણિઃ શક્રજિદ્ મેઘનાદો મન્દોદરીસુતઃ ॥ ૭૦૬ ॥

અજાતશત્રુઃ શલ્યારિર્ધર્મપુત્રો યુધિષ્ઠિરઃ ।
કઙ્કોઽજમીઢો ભીમસ્તુ, મરુત્પુત્રો વૃકોદરઃ ॥ ૭૦૭ ॥

કિર્મીર-કીચક-બક-હિડિમ્બાનાં નિષૂદનઃ ।
અર્જુનઃ ફાલ્ગુનઃ પાર્થઃ, સવ્યસાચી ધનઞ્જયઃ ॥ ૭૦૮ ॥

રાધાવેધી કિરીટ્યૈન્દ્રિર્જિષ્ણુઃ શ્વેતહયો નરઃ ।
બૃહન્નટો ગુડાકેશઃ, સુભદ્રેશઃ કપિધ્વજઃ ॥ ૭૦૯ ॥

લઙ્કેશઃ, દશકન્ધરઃ (રાક્ષસેશઃ, લઙ્કાપતિઃ, દશાસ્યઃ, દશશિરાઃ, દશકણ્ઠઃ) એ ૫–રાવણ રાવણિઃ (પુ), શક્રજિત્ (પુ.), મેઘનાદઃ, મન્દોદરીસુતઃ એ ૪–રાવણનો પુત્ર ઇન્દ્રજિત્ ॥૭૦૬॥ અજાતશત્રુ (પુ.), શલ્યારિઃ (પુ.), ધર્મપુત્રઃ, યુધિષ્ઠિરઃ, કઙ્કઃ, અજમીઢઃ એ ૬ યુધિષ્ઠિર. ભીમઃ, મરુત્પુત્રઃ, વૃકોદરઃ ॥૭૦૭॥, કિર્મીરનિષૂદનઃ, કીચકનિષૂદનઃ, બકનિષૂદનઃ, હિડિમ્બનિષૂદનઃ, (કિર્મીરારિઃ વગેરે યૌગિક) એ ૭–ભીમ, ભીમસેન. અર્જુનઃ, ફાલ્ગુનઃ, પાર્થઃ, સવ્યસાચી 'ઇન્' (પુ.), ધનઞ્જયઃ ॥૭૦૮॥, રાધાવેધી 'ઇન્' (પુ.), કિરીટી 'ઇન્' (પુ), ઐન્દ્રિઃ (પુ.), જિષ્ણુઃ (પુ.), શ્વેતહયઃ, નરઃ, બૃહન્નટઃ, ગુડાકેશઃ, સુભદ્રેશઃ, કપિધ્વજઃ, ॥૭૦૯॥ બીભત્સઃ બીભત્સુઃ, કર્ણજિત્ (પુ.), (કર્ણારિ વગેરે યૌગિક)

બીભત્સઃ કર્ણજિત્ તસ્ય ગાણ્ડીવં ગાણ્ડિવં ધનુઃ ।
પાઞ્ચાલી દ્રૌપદી કૃષ્ણા, સૈરન્ધ્રી નિત્યયૌવના ॥ ૭૧૦ ॥
વેદિજા યાજ્ઞસેની ચ, કર્ણશ્ચમ્પાધિપોઽઙ્ગરાટ્ ।
રાધા-સૂતા-ઽર્કતનયઃ, કાલપૃષ્ઠં તુ તદ્ધનુઃ ॥ ૭૧૧ ॥
શ્રેણિકસ્તુ ભમ્ભાસારો, હાલઃ સ્યાત્ સાતવાહનઃ ।
કુમારપાલશ્ચૌલુક્યો રાજર્ષિઃ પરમાર્હતઃ ॥ ૭૧૨ ॥

[વિજયઃ, ચિત્રયોધી 'ઇન્' (પુ), ચિત્રાઙ્ગસૂદનઃ ॥૧૩૮॥ યોગી 'ઇન્' (પુ.), ધન્વી 'ઇન્' (પુ.), કૃષ્ણપક્ષઃ એ ૬–શે૦ ૧૩૯, વીભત્સુઃ શિ૦ ૬૦] એ ૧૭ અર્જુન [નન્દિઘોષઃ–અર્જુનનો રથ. ગ્રન્થિકઃ, સહદેવઃ એ ૨–સહદેવ. તન્તિપાલકઃ, નકુલઃ એ ૨–નકુલ ॥૧૩૯॥ માદ્રેયૌ (પુ. દ્વિ. વ.) એ સહદેવ અને નકુલ બંને, માદ્રીના પુત્રો કૌન્તેયાઃ (પુ બ), યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન એ ત્રણ પાણ્ડવેયાઃ, પાણ્ડવાઃ, પાણ્ડવાયનાઃ એ ૩–પાંચે પાંડવો. શે૦ ૧૪૦] ગાણ્ડીવમ્, ગાણ્ડિવમ્ એ ૨– (પુ ન.) અર્જુનનું ધનુષ પાઞ્ચાલી, દ્રૌપદી, કૃષ્ણા, સૈરન્ધ્રી, નિત્યયૌવના ॥૭૧૦॥, વેદિજા, યાજ્ઞસેની એ ૭–દ્રૌપદી. કર્ણઃ, ચમ્પાધિપઃ, અઙ્ગરાટ્ 'જ્' (પુ.), રાધાતનયઃ, સૂતતનયઃ, અર્કતનયઃ (રાધેયઃ) એ ૬ કર્ણ. કાલપૃષ્ઠમ્ એ કર્ણનું ધનુષ ॥૭૧૧॥ શ્રેણિકઃ, ભમ્ભાસારઃ એ ૨–શ્રેણિક રાજા. હાલઃ, સાતવાહન. [સાલવાહનઃ શિ૦ ૬૧] એ ૨–સાલિવાહન. કુમારપાલઃ, ચૌલુક્યઃ, રાજર્ષિઃ (પુ), પરમાર્હતઃ ॥૭૧૨॥,

मृतस्वमोक्ता धर्मात्मा, मारिव्यसनवारकः ।
राजबीजी राजवंश्यो, बीज्यवंश्यौ तु वंशजे ॥ ७१३ ॥
स्वाम्यमात्यः सुहृत् कोशो, राष्ट्रदुर्गबलानि च ।
राज्याङ्गानि प्रकृतयः, पौराणां श्रेणयोऽपि च ॥ ७१४ ॥
तन्त्रं स्वराष्ट्रचिन्ता स्यादावापस्त्वरिचिन्तनम् ।
परिस्पन्दः परिकरः, परिवारः परिग्रहः ॥ ७१५ ॥
परिच्छदः परिबर्हस्तन्त्रोपकरणे अपि ।
राजशय्या महाशय्या, भद्रासनं नृपासनम् ॥ ७१६ ॥

मृतस्वमोक्ता 'तृ' (पु), धर्मात्मा 'अन्' (पु), मारिवारकः, व्यसनवारकः એ ૮–કુમારપાલ રાજા. राजबीजो 'इन्' (પુ.), राजवंश्यः એ ૨–રાજના વંશમા ઉત્પન્ન થયેલ, રાજવંશી. बीज्यः, वंश्यः, वंशजः એ ૩-વંશ–કુલમા ઉત્પન્ન થયેલો, વંશજ, જેમ–સૂર્યવંશી રામ. ॥૭૧૩॥ ૧ स्वामी 'इन्' (પુ)–રાજા, ૨ अमात्यः મન્ત્રી, પ્રધાન ૩ सुहृद्–મિત્ર, ૪ कोशः–ભંડાર, ૫ राष्ट्रम्–દેશ, ૬ दुर्ग.–કિલ્લો ૭ बलम्–લશ્કર આ સાત–प्रकृतयः–રાજ્યના અંગો છે, તે પ્રકૃતિ કહેવાય છે. નગરના લોકોની શ્રેણિએ પણ રાજ્યના અંગો છે. તે પ્રકૃતિ કહેવાય છે નગરના લોકોની શ્રેણિઓ પણ રાજ્યના અંગમા ગણાય છે ॥૭૧૪॥ तन्त्रम्-પોતાના દેશની રક્ષણ–પોષણાદિ ચિન્તા. आवापः–પર મંડલની ચિન્તા परिस्पन्दः, परिकरः, परिवारः, परिग्रहः ॥૭૧૫॥, परिच्छदः, परिबर्हः–परिबर्हणम्, तन्त्रम्, उपकरणम् [परिजनः, परिबर्हणम् શિ૦ ૬૧] એ ૮–નોકર, ચાકર વગેરે પરિવાર. राजशय्या, महाशय्या એ ૨–રાજાની શય્યા. भद्रा-

સિંહાસનં તુ તદ્ધૈમં, છત્રમાતપવારણમ્ ।
ચામરં વાલવ્યજનં રોમગુચ્છઃ પ્રકીર્ણકમ્ ॥ ૭૧૭ ॥
સ્થગી તામ્બૂલકરઙ્કો ભૃઙ્ગારઃ કનકાલુકા ।
ભદ્રકુમ્ભઃ પૂર્ણકુમ્ભઃ, પાદપીઠં પદાસનમ્ ॥ ૭૧૮
અમાત્યઃ સચિવો મન્ત્રી ધીસખઃ સામવાયિકઃ ।
નિયોગી કર્મસચિવ, આયુક્તો વ્યાપૃતશ્ચ સઃ ॥ ૭૧૯ ॥
દ્રષ્ટા તુ વ્યવહારાણાં, પ્રાડ્વિવાકોઽક્ષદર્શકઃ ।
મહામાત્રાઃ પ્રધાનાનિ, પુરોધાસ્તુ પુરોહિતઃ ૭૨૦ ॥

સનમ્, નૃપાસનમ્ એ ૨-રાજાને યોગ્ય ચાંદી વગેરેનું સિંહાસન. ॥૭૧૬॥ સિંહાસનમ્-રાજાને યોગ્ય સોનાનું સિંહાસન. છત્રમ્ (ત્રિ), આતપવારણમ્ (આતપત્રમ્, ઉષ્ણવારણમ્) [નૃપલક્ષ્મ 'ન્' શે૦ ૧૪૧] એ ૨-રાજાનું છત્ર. ચામરમ્, વાલવ્યજનમ્, રોમગુચ્છઃ, પ્રકીર્ણકમ [ચમરઃ શે૦ ૧૪૧] એ ૪-ચામર. ॥૭૧૭॥ સ્થગી (સ્ત્રી), તામ્બૂલકરઙ્કઃ એ ૨-પાનદાની, તાંબૂલપાત્ર. ભૃઙ્ગારઃ, કનકાલુકા એ ૨-સોનાની ઝારી, કળશ. ભદ્રકુમ્ભઃ, પૂર્ણકુમ્ભઃ એ ૨-પાણીથી ભરેલો કળશ. પાદપીઠમ્, પદાસનમ્ એ ૨-પગ મૂકવાનો બાજોઠ ॥૭૧૮॥ અમાત્યઃ, સચિવઃ, મન્ત્રી 'ઇન્' (પુ.), ધીસખઃ, સામવાયિકઃ [બુદ્ધિસહાયઃ શિ૦ ૬૨] એ ૫-પ્રધાન. સલાહ આપનાર મંત્રી. નિયોગી 'ઇન્' (પુ); કર્મસચિવઃ-કર્મસહાયઃ, આયૂક્તઃ, વ્યાપૃતઃ એ ૪-અમાત્ય સિવાયના કામ ઉપર નીમેલા મંત્રીઓ. ॥૭૧૯॥ પ્રાડ્વિવાકઃ, અક્ષદર્શક [ન્યાયદ્રષ્ટા 'તૃ' (પુ), સ્થેયઃ શે૦ ૧૪૧] એ ૨-ન્યાયાધીશ મહામાત્રાઃ, પ્રધાનાનિ (વિ.) એ ૨-મુખ્ય પ્રધાનો આમાત્ય, પુરોહિત, સેનાપતિ વગેરે.

સૌવસ્તિકોઽથ દ્વારસ્થઃ, ક્ષત્તા સ્યાદ્ દ્વારપાલકઃ ।
દૌવારિકઃ પ્રતીહારો, વેત્ર્યુત્સારકદણ્ડિનઃ ॥ ૭૨૧ ॥
રક્ષિવર્ગોઽનીકસ્થઃ સ્યાદધ્યક્ષાધિકૃતૌ સમૌ ।
પૌરોગવઃ સૂદાધ્યક્ષઃ, સૂદસ્ત્વૌદનિકો ગુણઃ ॥ ૭૨૨ ॥
ભક્તકારઃ સૂપકારઃ, સૂપાઽઽરાલિકવલ્લવાઃ ।
ભૌરિકઃ કનકાધ્યક્ષો, રૂપ્યાધ્યક્ષસ્તુ નૈષ્કિકઃ ૭૨૩ ॥
સ્થાનાધ્યક્ષઃ સ્થાનિકઃ સ્યાત્, શુલ્કાધ્યક્ષસ્તુ શૌલ્કિકઃ ।
શુલ્કસ્તુ ઘટ્ટાદિદેયં, ધર્માધ્યક્ષસ્તુ ધાર્મિકઃ ।

પુરોધાઃ 'અસ્' (પુ.), પુરોહિતઃ ॥ ૭૨૦ ॥. સૌવસ્તિકઃ એ ૩-પુરોહિત દ્વારસ્થઃ, ક્ષત્તા 'તૃ' (પુ), દ્વારપાલકઃ, દૌવારિકઃ, પ્રતીહારઃ, વેત્રી 'ઈન્' (પુ), ઉત્સારકઃ, દણ્ડી 'ઇન્' (પુ), (દ્વાઃસ્થઃ, દ્વાઃસ્થિતઃ,) [દ્વાઃસ્થિતિદર્શકઃ શે૦ ૧૪૧, વેત્રધરઃ શિ૦ ૬૨] એ ૮-દ્વારપાલ ॥૭૨૧॥ રક્ષિવર્ગઃ, અનીકસ્થઃ એ ૨-રક્ષકવર્ગ, અંગરક્ષક, લશ્કરી સૈનિક. અધ્યક્ષઃ, અધિકૃતઃ એ ૨-અધિકારી પૌરોગવઃ, સૂદાધ્યક્ષઃ એ ૨-રસોડાનો ઉપરી, મોટો રસોઇયો. સૂદઃ, ઔદનિકઃ, ગુણઃ ॥૭૨૨॥, ભક્તકારઃ, સૂપકારઃ, સૂપઃ, આરાલિક', વલ્લવઃ એ ૮-રસોઇયો. ભૌરિકઃ, કનકાધ્યક્ષઃ, [હેમાધ્યક્ષઃ, હૈરિકઃ શિ૦ ૬૨] એ ૨ સુવર્ણ ઉપરનો અધિકારી રૂપ્યાધ્યક્ષઃ, નૈષ્કિકઃ, [ટઙ્કપતિઃ શિ૦ ૬૨] એ ૨-રૂપુ અથવા દીનારરૂપાનાણાં ઉપરનો અધિકારી ॥૭૨૩॥ સ્થાનાધ્યક્ષઃ, સ્થાનિકઃ એ૨- પાંચ-દશ ગામની રક્ષા ઉપર નિમાયેલો-થાણદાર શુલ્કાધ્યક્ષઃ, શૌલ્કિકઃ એ ૨ જકાત ઉપર નિમયેલ શુલ્કમ્ (પુ) ઘટ્ટીકાઠા વગેરે સ્થાને લેવાતી જકાત ધર્માધ્યક્ષઃ, ધાર્મિકઃ॥૭૨૪॥, ધર્માધિકરણી 'ઇન્'(પુ) એ ૩-

धर्माधिकरणी चाथ, हट्टाध्यक्षोऽधिकर्मिकः ।
चतुरङ्गबलाध्यक्षः, सेनानीर्दण्डनायकः ॥ ७२५ ॥
स्थायुकोऽधिकृतो ग्रामे, गोपो ग्रामेषु भूरिषु ।
स्यातामन्तःपुराध्यक्षेऽन्तर्वंशिकाऽवरोधिकौ ॥ ७२६ ॥
शुद्धान्तः स्यादन्तःपुरमवरोधोऽवरोधनम् ।
सौविदल्लाः कञ्चुकिनः, स्थापत्याः सौविदाश्च ते ॥ ७२७ ॥
षण्ढे वर्षवरः शत्रौ, प्रतिपक्षः परो रिपुः ।
शात्रवः प्रत्यवस्थाता, प्रत्यनीकोऽभियात्यरी ॥ ७२८ ॥

धर्मरक्षामां નિમાયેલ हट्टाध्यक्षः, अधिकर्मिकः એ ૨–વેપારી પાસેથી દાન લેવાના કાર્યમાં નિમાયેલ અધિકારી चतुरङ्गबलाध्यक्षः, सेनानीः (પુ.), दण्डनायकः એ ૩–હાથી, ઘોડા, રથ, પાળા એ ચતુરંગી સેનાનો નાયક, સેનાપતિ. ॥૭૨૫॥ स्थायुकः–ગામનો અધિકારી गोपः ઘણા–ગામનો અધિકારી. [1]अन्तर्वंशिकः, अवरोधिकः–आवरोधिकः, अन्तःपुराध्यक्षः [शुद्धान्ताध्यक्षः, [2]आन्तर्वेश्मिकः, आन्तःपुरिकः એ ૩–શિ० ૬૩] એ ૩–અન્તઃ પુરનો અધિકારી. [पारिकर्मिक–નાના ઉપકરણોનો અધિકારી पुराध्यक्षः, कोट्टपतिः, पौरिकः, दाण्डपाशिकः એ ૪–કોટવાલ, નગરનો અધિકારી, પુરાધ્યક્ષ શે० ૧૪૨] ॥૭૨૬॥ शुद्धान्तः (પુ, ન.), अन्तःपुरम्, अवरोधः, अवरोधनम् એ ૪–અંતઃપુર सौविदल्लाः, कञ्चुकिनः 'इन्, स्थापत्याः, सौविदाः એ ૪-(પુ બ), કુબ્જ, વામન વગેરે અંતઃપુરના રક્ષકો. ॥૭૨૭॥ षण्ढः, वर्षवरः એ ૨–અંતઃપુરનો રક્ષક નપુંસક. शत्रुः, प्रतिपक्षः, परः, रिपुः, (પુ), शात्रवः, प्रत्यवस्थाता 'तृ'

[1] आन्ववंशिकः । [2] अन्तर्वैश्मिक –भानु० ।

दस्युः सपत्नोऽसहनो विपक्षो, द्वेषी द्विषन् वैर्यहितो जिघांसुः ।
दुर्हृत् परेः पन्थकपन्थिनौ द्विट्, प्रत्यर्थ्यमित्रावभिमात्यरातौ ॥७२९॥
वैरं विरोधो विद्वेषो, वयस्यः सवयाः सुहृत् ।
स्निग्धः सहचरो मित्रं, सखा सख्यं तु सौहृदम् ॥ ७३० ॥
सौहार्दं साप्तपदीनमैत्र्यजर्याणि सङ्गतम् ।
आनन्दनं त्वाप्रच्छनं, स्यात् सभाजनमित्यपि ॥ ७३१ ॥
विषयानन्तरो राजा, शत्रुर्मित्रमतः परम् ।
उदासीनः परतरः पार्ष्णिग्राहस्तु पृष्ठतः ॥ ७३२ ॥

(पु), प्रत्यनीकः, अभियातिः (पु), अरिः (पु.) ॥७२८॥, दस्युः, सपत्नः, असहनः, विपक्षः, द्वेषी 'इन्' (पु), द्विषन् 'त्' (पु), वैरी 'इन्' (पु), अहितः, जिघांसुः (पु.), दुर्हृद् (पु), परिपन्थकः, परिपन्थी 'इन' (पु), द्विट् 'ष्' (पु), प्रत्यर्थी 'इन्' (पु.), अमित्रः, अभिमातिः (पु.), अरातिः (पु), [असुहृद् શિ૦ ૬૩] એ ૨૬–શત્રુ. ॥૭૨૯॥ वैरम्, विरोधः, विद्वेषः એ ૩–વૈર, વિરોધ. वयस्यः, सवयाः 'अस्' सुहृद् (पु), स्निग्धः, सहचरः, मित्रम् (न.) सखा 'खि' (पु.), [सहायः, साप्तपदिनः શિ૦ ૬૩] એ ૭–મિત્ર सख्यम्, सौहृदम्, ॥૭૩૦॥ सौहार्दम्, साप्तपदीनम्, मैत्री (સ્ત્રી), अजर्यम्, सङ्गतम् એ ૭–મિત્રતા. आनन्दनम्, आप्रच्छनम्, सभाजनम् 'स्वभाजनम्' એ–૩ મિત્ર વગેરેને આલિંગનાદિથી આનંદ ઉપજાવવો તે. ॥૭૩૧॥ शत्रुः (पु)–પાડોશી રાજા, જિતવાની ઇચ્છાવાળા નજીકના દેશનો રાજા, मित्रम्–પાસેનો દેશ મૂકીને તેની પછીના દેશનો રાજા, उदासीनः–ઉપર કહેલા શત્રુ અને મિત્ર રાજાઓથી બીજો રાજા पार्ष्णिग्राहः–બીજા રાજાને જિતવાને ગયેલો

अनुवृत्तिस्त्वनुरोधो, हेरिको गूढपूरुषः ।
प्रणिधिर्यथार्हवर्णोऽवसर्पो मन्त्रविच्चरः ॥ ७३३ ॥
वार्त्तायनः स्पशश्चार, आप्तप्रत्ययितौ समौ ।
सत्त्रिणि स्याद् गृहपतिर्दूतः सन्देशहारकः ॥ ७३४ ॥
सन्धिविग्रहयानान्यासनद्वैधाश्रया अपि ।
षड् गुणाः शक्तयस्तिस्रः, प्रभुत्वोत्साहमन्त्रजाः ॥ ७३५ ॥

જાણી તેનુ રાજ્ય લેવાને ઈચ્છતો રાજા, પાછળ પડેલો શત્રુ. ॥૭૩૨॥ અનુવૃત્તિઃ (સ્ત્રી.), અનુરોધઃ એ–૨ ઇચ્છા પ્રમાણે વર્તવું, અનુસરવુ. હેરિકઃ, ગૂઢપુરુષઃ, પ્રણિધિઃ (પુ.), યથાર્હવર્ણઃ, અવસર્પઃ, મન્ત્રવિદ્ (પુ.), ચરઃ ॥૭૩૩॥, વાર્ત્તાયનઃ, સ્પશઃ, ચારઃ એ ૧૦–ચર પુરુષ, ગુપ્ત પુરુષ. આપ્તઃ–અવિસંવાદિવાક્ 'चू', પ્રત્યયિતઃ એ ૨-વિશ્વાસુ, અવિસંવાદી. સત્ત્રી 'ઇન્' (પુ.), ગૃહપતિઃ એ ૨–હંમેશા દાન આપનાર, ઘરધણી દૂતઃ, સંદેશહારકઃ એ ૨–દૂત–સંદેશ લઈ જનાર ॥૭૩૪॥ ૧ સન્ધિઃ (પુ.),–સલાહ ૨ વિગ્રહઃ–લડાઈ. ૩ યાનમ્ યુદ્ધયાત્રા લડાઈ કરવા સામે જવું. ૪ આસનમ્–લડાઈ વગેરેની નિવૃત્તિ. કિલ્લામા ભરાઈ રહેવું. ૫ દ્વૈધમ્–એકની સાથે સંધિ કરી બીજે લડાઈ કરવા જવું, શત્રુમાં ફાટફૂટ પાડવી, ૬ આશ્રયઃ-બળવાનનો આશ્રય લેવો ગુણાઃ–આ ૭ રાજ્યને ઉપકારી ગુણો છે. પ્રભુત્વશક્તિઃ–કોશ, દંડના પ્રભાવથી ઉત્પન્ન થયેલી. ઉત્સાહશક્તિઃ–પરાક્રમાદિવડે ઉત્પન્ન થયેલી. મંત્રશક્તિઃ-સંધિ, વિગ્રહ વગેરે પાંચને યથાસ્થાને સ્થાપન કરવાથી ઉત્પન્ન થયેલી. શક્તયઃ–ત્રણ શક્તિઓ છે. ॥૭૩૫॥ ઉપાયાઃ સામ, દાન, ભેદ અને

સામદાનભેદદણ્ડા, ઉપાયાઃ સામ સાન્ત્વનમ્ ।
ઉપજાપઃ પુનર્ભેદો, દણ્ડઃ સ્યાત્ સાહસં દમઃ ॥૭૩૬॥
પ્રાભૃતં ઢૌકનં લઞ્ચોત્કોચઃ કૌશલિકામિષે ।
ઉપાચ્ચારઃ પ્રદાનં દાહારૌ ગ્રાહ્યાયને અપિ ॥ ૭૩૭ ॥
માયોપેક્ષેન્દ્રજાલાનિ, ક્ષુદ્રોપાયા ઇમે ત્રયઃ ।
મૃગયાઽક્ષાઃ સ્ત્રિયઃ પાનં, વાક્પારુષ્યાર્થદૂષણે ॥ ૭૩૮ ॥
દણ્ડપારુષ્યમિત્યેતદ્ધેયં, વ્યસનસપ્તકમ્ ।
પૌરુષં વિક્રમઃ શૌર્યં, શૌણ્ડીર્યં ચ પરાક્રમઃ ॥ ૭૩૯ ॥

દંડ—આ ચાર ઉપાયો છે. સામ 'ન્' (ન.), સાન્ત્વનમ્ એ ૨—પ્રિય-વચનાદિ. ભેદઃ, ઉપજાપઃ એ ૨—ભેદ, સંગઠન તોડવું તે. દણ્ડઃ (પું. ન.), સાહસમ (પું ન), દમઃ એ ૩—દંડ. ॥૭૩૬॥ પ્રાભૃતમ્, ઢૌકનમ્, લઞ્ચા (પું. સ્ત્રી.), ઉત્કોચઃ, કૌશલિકમ્, આમિષમ્ (પું. ન), ઉપચારઃ, ઉપપ્રદાનમ્, ઉપદા, ઉપહારઃ, ઉપગ્રાહ્યઃ, ઉપાયનમ્ એ ૧૨—દાન, ભેટ, લાંચ.॥૭૩૭॥ ૧ માયા—રૂપ પરાવર્ત્તન વગેરે. ૨ ઉપેક્ષા—ઉપેક્ષા, તિરસ્કાર ૩ ઇન્દ્રજાલમ્—મંત્ર, દ્રવ્ય, તંત્રાદિવડે અસંભવિત વસ્તુ દેખાડવી. આ ત્રણ—ક્ષુદ્રોપાયાઃ—ક્ષુદ્ર (તુચ્છ) ઉપાયો છે ૧ મૃગયા—શિકાર ૨ અક્ષાઃ—જુગાર ૩ સ્ત્રિયઃ—પરસ્ત્રી ૪ પાનમ્—મદિરા ૫ વાક્પારુષ્યમ્—કર્કશ વચન. ૬ અર્થદૂષણમ્—આ (આદાનમ્ સર્વની પાસેથી ગ્રહણ કરવું. અદાનમ્—નહિ આપવું વિનાશઃ ધનનો નાશ, પરિત્યાગ—ત્યાગ) ચાર પ્રકારનું અર્થદૂષણ ॥ ૭૩૮ ॥ દણ્ડપારુષ્યમ્—આકરો, દંડ આ વ્યસનસપ્તકમ્—સાત વ્યસનો રાજાને ત્યાગ કરવા લાયક છે પૌરુષમ્, વિક્રમઃ, શૌર્યમ્, શૌણ્ડીર્યમ, પરાક્રમઃ એ ૫—

यत्कोशदण्डजं तेजः, स प्रभावः प्रतापवत् ।
भिया धर्मार्थकामैश्च, परीक्षा या तु सोपधा ॥ ७४० ॥
तन्मन्त्राद्यपडक्षीणं, यत्तृतीयाद्यगोचरः ।
रहस्यालोचनं मन्त्रो, रहश्छन्नमुपह्वरम् ॥ ७४१ ॥
विविक्तविजनैकान्तनिःशलाकानि केवलम् ।
गुह्यं रहस्यं न्यायस्तु, देशरूपं समञ्जसम् ॥ ७४२ ॥
कल्पाऽभ्रेषौ नयो न्याय्यं, तूचितं युक्तसांप्रते ।
लभ्यं प्राप्तं भजमानाऽभिनीतौपयिकानि च ॥ ७४३ ॥

પરાક્રમ, ॥૭૩૯॥ प्रभावः, प्रतापः એ ૨–કોશ, દંડ અને પ્રભુત્વશકિતથી ઉત્પન્ન થયેલું તેજ. પ્રાણના ભોગે બીજાનું અપમાન, તિરસ્કાર વગેરેને સહન ન કરે તેવું તેજ. उपधा–ધર્મ અર્થ, કામ અને ભય વગેરેથી અમાત્યાદિકની પરીક્ષા કરવી તે. ॥૭૪૦॥ अपडक्षीणम्–ત્રીજો માણસ ન જાણી શકે તેવી ખાનગી મસલત વગેરે. मन्त्रः–એકાન્તે થતી વિચારણા. रहः 'स्' (ન અ), छन्नम्, उपह्वरम् (પુ ન) ॥૭૪૧॥, विविक्तम्, विजनम्, एकान्तम्, निःशलाकम्, केवलम् એ ૮–એકાંત. गुह्यम्, रहस्यम् એ ૨–ગુપ્ત રાખવા યોગ્ય. न्यायः, देशरूपम्, समञ्जसम् ॥૭૪૨॥, कल्पः, अभ्रेषः, नयः [नीति (સ્ત્રી.) શિ૦ ૬૪] એ ૬ ન્યાય. न्याय्यम्, उचितम्, युक्तम्, साम्प्रतम्, लभ्यम्, प्राप्तम्, भजमानम्, अभिनीतम्, औपयिकम् એ ૯–(ત્રિ.)–યોગ્ય, ન્યાયયુકત, વ્યાજબી. ॥૭૪૩॥ प्रक्रिया, अधिकारः એ ૨–વ્યવસ્થા કરવી.

[1]પ્રક્રિયા [2]ત્વધિકારો[1]ઽથ, [1]મર્યાદા [2]ધારણા [3]સ્થિતિઃ ।
[4]સંસ્થા[1]ઽ[1]પરાધસ્તુ [2]મન્તુ[3]ર્વ્યલીકં [4]વિપ્રિયા[5]ઽઽગસી [1]॥ ૭૪૪ ॥

[1]બલિઃ [2]કરો [3]ભાગધેયો, [1][1]દ્વિપાદ્યો દ્વિગુણો દમઃ ।
[1]વાહિની [2]પૃતના [3]સેના, [4]બલં [5]સૈન્ય[6]મનીકિની ॥ ૭૪૫ ॥

[7]કટકં [8]ધ્વજિની [9]તન્ત્રં, [10]દણ્ડો[11]ઽનીકં [12]પતાકિની ।
[13]વરૂથિની [14]ચમૂ[15]શ્ચક્રં, [16]સ્કન્ધાવારો[1]ઽસ્ય તુ સ્થિતિઃ ॥ ૭૪૬ ॥

[1]શિબિરં [1]રચના તુ સ્યાદ્, [1]વ્યૂહો દણ્ડાદિકો યુધિ [1]।
[1]પ્રત્યાસારો [2]વ્યૂહપાર્ષ્ણિઃ, [1][1]સૈન્યપૃષ્ઠે [2]પ્રતિગ્રહઃ ॥ ૭૪૭ ॥

મર્યાદા, ધારણા, સ્થિતિઃ (સ્ત્રી.), સંસ્થા એ ૪-મર્યાદા, ન્યાય માર્ગમાં રહેવું. અપરાધઃ, મન્તુઃ (પુ) વ્યલીકમ્ (પુ ન.), વિપ્રિયમ્, આગઃ 'સ્' (ન.) એ ૫-અપરાધ. ॥૭૪૪॥ બલિઃ (પુ સ્ત્રી.), કરઃ, ભાગધેયઃ (પુ. સ્ત્રી ) એ ૩-કર, મહેસૂલ. દ્વિપાદ્યઃ-બમણો દંડ. વાહિની, પૃતના, સેના, બલમ્, સૈન્યમ્, અનીકિની ॥૭૪૫॥ કટકમ્ (પુ. ન ), ધ્વજિની, તન્ત્રમ્, દણ્ડઃ (પુ. ન.), અનીકમ્ (પુ ન.), પતાકિની, વરૂથિની, ચમૂઃ (સ્ત્રી.), ચક્રમ્ (પુ. ન.), સ્કન્ધાવારઃ [શિબિરઃ શિ૦ ૬૪] એ ૧૬-લશ્કર. ॥૭૪૬॥ શિબિરમ્-લશ્કરનુ રહેઠાણુ-છાવણી. વ્યૂહઃ-યુદ્ધમા સૈન્યની દંડાકૃતિ મંડલાકૃતિ વગેરે રચના પ્રત્યાસારઃ, વ્યૂહપાર્ષ્ણિઃ (પુ.) એ ૨-વ્યૂહની પાછળનો ભાગ. સૈન્યપૃષ્ઠઃ, પ્રતિગ્રહઃ એ ૨-સૈન્યની પાછળનો ભાગ. ॥ ૭૪૭ ॥ પત્તિઃ-એક-હાથી, એક રથ, ત્રણ ઘોડા, પાંચ

યત્રૈકોભૈ-
કરથા ત્ર્યશ્વા:, પત્તિઃ પઞ્ચપદાતિકા ।

પત્ત્યઙ્ગૈ-
સ્તૈના સેનામુખં ગુલ્મો, વાહિની પૃતના ચમૂઃ ॥ ૭૪૮ ॥

અનીકિની ચ પત્તેઃ સ્યાદિમાદ્યૈસ્ત્રિગુણૈઃ ક્રમાત્ ।

દશાનીકિન્યોઽક્ષૌહિણી, સજ્જનં, તૂપરક્ષણમ્ ॥ ૭૪૯ ॥

પદાતિ–પાયદલ, એવું સૈન્ય હોય તે પત્તિ કહેવાય છે. પત્તિથી ત્રણ ત્રણ ગણી સંખ્યાવાળી સેના વગેરે થાય છે, તેમાં સેના–પત્તિથી ત્રણ ગણી. સેનામુખમ્–સેનાથી ત્રણ ગણું ગુલ્મઃ (પુ ન.) સેનામુખથી ત્રણ ગણું. વાહિની–ગુલ્મથી ત્રણ ગણી. પૃતના–વાહિનીથી ત્રણ ગણી. ચમૂઃ–પૃતનાથી ત્રણ ગણી. ॥૭૪૮॥ અનીકિની ચમૂથી ત્રણ ગણી અનીકિની થાય છે. અનીકિની માં કુલ સંખ્યા ૨૧૮૭૦ થાય છે.

॥પત્તિ વગેરે સૈન્ય સંખ્યાનું કોષ્ટક.॥

| નામ | હસ્તી | રથ | અશ્વ | પદાતિ. |
|---|---|---|---|---|
| પત્તિઃ | ૧ | ૧ | ૩ | ૫ |
| સેના | ૩ | ૩ | ૯ | ૧૫ |
| સેનામુખમ્ | ૯ | ૯ | ૨૭ | ૪૫ |
| ગુલ્મઃ | ૨૭ | ૨૭ | ૮૧ | ૧૩૫ |
| વાહિની | ૮૧ | ૮૧ | ૨૪૩ | ૪૦૫ |
| પૃતના | ૨૪૩ | ૨૪૩ | ૭૨૯ | ૧૨૧૫ |
| ચમૂ | ૭૨૯ | ૭૨૯ | ૨૧૮૭ | ૩૬૪૫ |
| અનીકિની | ૨૧૮૭ | ૨૧૮૭ | ૬૫૬૧ | ૧૦૯૩૫ |

(અમરકોશમાં પત્તિ પછી ત્રણ ત્રણ ગણાં કરતાં અનુક્રમે સેનામુખમ્, ગુલ્મઃ, ગણઃ, વાહિની, પૃતના, ચમૂઃ, અને અનીકિની એ પ્રમાણે નામો જણાવ્યાં છે.) અક્ષૌહિણી–દશ અનીકિની પ્રમાણ; જેમાં ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ અશ્વ, ૧૦૯૩૫૦ પાયદલ પ્રમાણ સૈન્ય હોય છે. સજ્જનમ્, ઉપરક્ષણમ્ એ ૨–

वैजयन्ती पुनः केतुः, पताका केतनं ध्वजः ।
अस्योच्चूलावचूलाख्यावूर्ध्वाधोमुखकूर्चकौ ॥ ७५० ॥
गजो वाजी रथः पत्तिः, सेनाङ्गं स्याच्चतुर्विधम् ।
युद्धार्थे चक्रवद्याने, शताङ्गः स्यन्दनो रथः ॥ ७५१ ॥
स क्रीडार्थः पुष्परथो, देवार्थस्तु मरुद्रथः ।
योग्यारथो वैनयिकोऽध्वरथः पारियानिकः ॥ ७५२ ॥
कर्णीरथः प्रवहणं, डयनं रथगर्भकः ।
अनस्तु शकटोऽथ स्याद् गन्त्री कम्बलिवाह्यकम् ॥ ७५३ ॥

સૈન્યને સજ્જ કરવુ, સૈન્યનું રક્ષણ કરવું. ॥૭૪૯॥ वैजयन्ती, केतुः (પુ.), पताका, केतनम्, ध्वजः (પુ. ન), [जयन्ती, पटाका શિ૦ ૬૪] એ ૫–ધ્વજા–દંડમાં નાખેલ હોય તે [ध्वजः–पताका-दण्डः–ધ્વજાના દંડને પણ કોઈ ધ્વજા કહે છે શિ૦ ૬૫] उच्चूलः ધ્વજાની ઉપરનો અગ્રભાગ. अवचूलः–ધ્વજાની નીચેનો ભાગ. ॥૭૫૦॥ ૧ गजः–હાથી, ૨ वाजी 'इन्' (પુ)–ઘોડો, ૩ रथः–રથ, ૪ पत्तिः (પુ) પદાતિ, પાળો આ ચાર-सेनाङ्गम् સેનાનાં અંગો છે शताङ्गः, स्यन्दनः, रथः(પુ. સ્ત્રી.) એ-૩ યુદ્ધમાં લઈ જવાનો રથ. ॥૭૫૧॥ पुष्परथः–ક્રીડા, યાત્રા, મહોત્સવ નિમિત્તનો રથ. मरुद्रथः–દેવ માટેનો રથ, દેવોનો રથ. योग्यारथः, वैनयिकः એ ૨ શાસ્ત્રાભ્યાસ માટેનો રથ. अध्वरथः, पारियानिकः એ ૨–મુસાફરીનો રથ. ॥ ૭૫૨ ॥ कर्णीरथः, प्रवहणम्, डयनम्, रथगर्भकः એ ૪–પુરુષો વડે ખભે ઊપાડી લઈ જવાતો રથ, ચકડોળ. સ્ત્રીઓને માટે પડદાવાળો રથ. પાલખી अनः 'स्' (ન.), शकटः (ત્રિ.) એ ૨–ગાડું गन्त्री, कम्बलिवाह्यकम् (પુ, ન ) એ ૨–

अथ काम्बलवास्त्राद्यास्तैस्तैः परिवृते रथे ।
स पाण्डुकम्बली यः स्यात् , संवीतः पाण्डुकम्बलैः ॥ ७५४ ॥
स तु द्वैपो वैयाघ्रश्च, यो वृतो द्वीपिचर्मणा ।
रथाङ्गं रथपादोऽरि, चक्रं धारा पुनः प्रधिः ॥ ७५५ ॥
नेमिरक्षाग्रकीले त्वण्याणी, नाभिस्तु पिण्डिका ।
युगन्धरं कूवरं स्यात् , युगमीशान्तवन्धनम् ॥ ७५६ ॥
युगकीलकस्तु शम्या, प्रासङ्गस्तु युगान्तरम् ।
अनुकर्षो दार्वधःस्थं, धूर्वी यानमुखं च धूः ॥७५७ ॥

બળદ જોડેલી ગાડી, બેલગાડી, વહેલ. ॥૭૫૩॥ काम्बलः કાંબળથી ઢંકાયેલો રથ वास्त्रः-વસ્ત્રથી ઢંકાયેલો રથ. (આદિ પદથી दौकूलः વગેરે- વસ્ત્ર વગેરેથી બનેલા રથો જાણવા) पाण्डुकम्बली 'इन्' (પુ.)-પાંડુ-શ્વેત કંબલથી ઢંકાયેલો રથ ॥૭૫૪॥ द्वैपः, वैयाघ्रः-એ ૨-વાઘના ચામડાથી ઢંકાયેલો રથ रथाङ्गम्, रथपादः, अरि 'इन्' (ન.), चक्रम् (પુ. ન) એ ૪-ચક્ર, પૈડું. धारा, प्रधिः (પુ સ્રી.) ॥૭૫૫॥ नेमिः (સ્રી.) એ ૩-ઘેરાવો, પૈડાનો ગોળ ફરતો ભાગ. अणिः, आणिः એ ૨-(પુ સ્રી.) ધરીનો ખીલો. नाभिः (સ્રી.), पिण्डिका એ ૨-પૈડાનો મધ્યભાગ, પૈડાની વચમાં જ્યાં ધરી રહે છે તે. युगन्धरम्, कूवरम् એ ૨-(પુ. ન.) ધૂંસરીનું કાષ્ઠ. युगम् (પુ ન.), ईशान्तवन्धनम् એ ૨-ધોસરું. ॥ ૭૫૬ ॥ युगकीलकः, शम्या એ ૨-ધૂંસરીનો ખીલો. प्रासङ्गः, युगान्तरम् એ ૨-બીજી ધૂંસરી, જોતર, નવા વાછરડાને જોડવા માટે ખાંધ ઉપર નાખવાની એક પ્રકારની ધૂંસરી, अनुकर्षः-આરી-રથની નીચેનું લાકડું. धूर्वी, यानमुखम्, धुः 'र्' (સ્રી.) એ ૩-ધોસરો, રથ વગેરેનો અગ્રભાગ.

मण्डूके हरि-शालूर-प्लव-भेक-प्लवङ्गमाः ।
वर्षाभूः प्लवगः शालुरजिह्व-व्यङ्ग-दर्दुराः ॥१३५४॥

स्थले नराद्यो ये तु, ते जले जलपूर्वकाः ।
अण्डजाः पक्षिसर्पाद्याः, पोतजाः कुञ्जरादयः ॥१३५५॥

रसजा मद्यकीटाद्या, नृ गवाद्या जरायुजाः ।
यूकाद्याः स्वेदजा मत्स्यादयः संमूर्च्छनोद्भवाः ॥१३५६॥

'સાલૂરः', પ્લવ', ભેકः, પ્લવઙ્ગમ, વર્ષાભૂः (પુ), પ્લવગः, શાલુः (પુ.), અજિહ્વ, વ્યઙ્ગ', દર્દુરः એ ૧૨–દેડકો ॥૧૩૫૪॥ નર (મનુષ્ય, હસ્તી, તુરંગ) વગેરે જે સ્થલચર જીવો છે, તે જ જીવોમાં જલ શબ્દ પૂર્વમાં મૂકવાથી જલચર જીવો થાય છે જેમ–જલનરः, જલમનુષ્યः, જલહસ્તી 'ઇન્' (પુ.), જલતુરઙ્ગः વગેરે ॥ इति जलचरपञ्चेन्द्रियजीवाः समाप्ताः ॥ ૧ અણ્ડજાः–પક્ષી, સાપ વગેરે અંડજ–ઈંડામાંથી ઉત્પન્ન થનારા છે. ૨ પોતજા -હાથી વગેરે પોત (જરાયુ-વિનાના) ગર્ભથી ઉત્પન્ન થનાર પોતજ છે. ।૧૩૫૫। ૩ રસજાः–મદિરાના કીડા વગેરે રસજ રસમાંથી ઉત્પન્ન થનારા છે ૪ જરાયુજાः–મનુષ્ય, ગાય વગેરે જરાયુજ–ઓરમાંથી ઉત્પન્ન થનારા છે ૫ સ્વેદજાः–જૂ, માંકણ, મચ્છર વગેર સ્વેદજ–ઘામ, પરસેવાથી ઉત્પન્ન થનારા છે. ૬ સંમૂર્ચ્છનોદ્‌ભવા-–માછલાં, સર્પ વગેરે છે સંમૂર્ચ્છિમ-એની મેળે ઉત્પન્ન થનારા છે ॥૧૩૫૬॥ ૭ ઉદ્‌ભિદः 'દ્' (પું. બ) ઉદ્‌ભિજ્જમ્, ઉદ્‌ભિદમ્

खञ्जनास्तूद्भिदोऽथोपपादुका देवनारकाः ।
त्रसयोनय इत्यष्टावुद्भिदुद्भिज्जमुद्भिदम् ॥१३५७॥

इति श्रीस्वपरसमयपारावारपारीण-शब्दावतार-कलिकालसर्वज्ञाचार्यपुङ्गव श्रीहेमचन्द्रसूरीश्वरविरचिताभिधानचिन्तामणि नाममालायां तिर्यक्काण्डश्चतुर्थः समाप्तः ॥ ४ ॥

એ ૩-ખંજન, તીડ વગેરે ઉદ્‌ભિદ-જમીન ફાડીને ઉત્પન્ન થનારા છે. ૮ ઉપપાદુકા-દેવ, નારકી ઉપપાદુક-પોતાની મેળે ઉત્પન્ન થનારા છે. આ પ્રમાણે ત્રસયોનયઃ (પુ સ્ત્રી) ત્રસ જીવોની યોનિ ઉત્પત્તિ-સ્થાનો આઠ છે ॥૧૩૫૭॥

इति श्रीतपोगच्छाधिपति-श्रीकदम्बगिरिप्रमुखानेकतीर्थोद्धारक शासन-सम्राट्-सर्वतन्त्रस्वतन्त्राचार्यवर्यश्रीविजयनेमिसूरीश्वर-पट्टालङ्कार-समयज्ञ-शान्तमूर्ति-श्रीमदाचार्यश्रीविजयविज्ञानसूरीश्वर-पट्टधरसिद्धान्तमहोदधि-प्राकृतविशारदाचार्य-श्रीविजयकस्तूरसूरिणा गौर्जर्यां विरचितायां चन्द्रोदयाभिधटीकायां तिर्यक्काण्डः चतुर्थः समाप्तः ॥ ४ ॥

## नारककाण्डः पञ्चमः ।

स्युर्नारकास्तु परेत-प्रेत-यात्या-ऽतिवाहिकाः ।
आजूर्विष्टिर्यातना तु, कारणा तीव्रवेदना ॥१३५८॥
नरकस्तु नारकः स्याद्, निरयो दुर्गतिश्च सः ।
घनोदधि-घनवात-तनुवात-नभःस्थिताः ॥१३५९॥
रत्न-शर्करा-वालुका-पङ्क-धूम-तमःप्रभाः ।
महातमःप्रभा चेत्यधोऽधो नरकभूमयः ॥१३६०॥

### અથ પઞ્ચમઃ નારકકાણ્ડઃ

નારકાઃ, પરેતાઃ, પ્રેતાઃ, યાત્યાઃ, અતિવાહિકાઃ (નારકિકાઃ, નારકીયાઃ) [નૈરયિકાઃ શિ૦ ૧૨૨] એ ૫–નારકીઓ–નરકમાં ઉત્પન્ન થયેલ જીવો. આજૂઃ, વિષ્ટિઃ એ ૨–(સ્ત્રી.) બલાત્કારે નરકમાં નાખવું તે યાતના, કારણા, તીવ્રવેદના એ ૩- નરકની પીડા. ॥૧૩૫૮॥ નરકઃ, નારકઃ, નિરયઃ, દુર્ગતિઃ (પુ સ્ત્રી) એ ૪–નરક ઘનોદધિઃ–બરફની જેમ જામેલું પાણી. ઘનવાતઃ–થીજેલા ઘી જેવો કઠિન વાયુ. તનુવાતઃ–પાતળો વાયુ આ ઘનોદધિ, ઘનવાત, તનવાત અને નભઃ 'સ્' નભઃ–આકાશ એ ચારેના આધારે નરકાવાસો રહેલા છે. ॥૧૩૫૯॥ ૧ રત્નપ્રભા, ૨ શર્કરાપ્રભા, ૩ વાલુકાપ્રભા, ૪ પઙ્કપ્રભા, ૫ ધૂમપ્રભા, ૬ તમઃપ્રભા, ૭ મહાતમઃપ્રભા–આ સાત નરકભૂમયઃ (સ્ત્રી.). નરકની પૃથ્વીઓ નીચે નીચે ॥૧૩૬૦॥ અનુ-

ક્રમાત્ પૃથુતરાઃ સપ્તાઽથ ત્રિંશત્ પઞ્ચવિંશતિઃ ।
પઞ્ચદશ દશ ત્રીણિ, લક્ષાણ્યૂનં ચ પઞ્ચભિઃ ॥૧૩૬૧॥
લક્ષં પઞ્ચ ચ નરકાવાસાઃ સીમન્તકાદયઃ ।
એતાસુ સ્યુઃ ક્રમેણાઽથ, પાતાલં વડવામુખમ્ ॥ ૧૩૬૨ ॥
બલિવેશ્માધોભુવનં, નાગલોકો રસાતલમ્ ।
રન્ધ્રં બિલં નિર્વ્યથનં, કુહરં શુષિરં શુષિઃ ॥ ૧૩૬૩ ॥

ક્રમે મોટા મોટા વિસ્તારવાળી છે. [રત્નપ્રભા-ઘર્મા, શર્કરાપ્રભા-વંશા ॥૧૯૭॥, વાલુકાપ્રભા-શૈલા, પઙ્કપ્રભા-અઞ્જના, ધૂમપ્રભા-રિષ્ટા, તમઃપ્રભા-માઘવ્યા ॥૧૯૮॥, મહાતમઃપ્રભા-માઘવી-આ રત્નપ્રભા વગેરે સાતે પૃથ્વીના ઘર્મા વગેરે અનુક્રમે સાત નામ (ગોત્ર) છે. શે૦ ૧૯૭-૧૯૯] ૧ રત્નપ્રભા પૃથ્વીમાં ૩૦ લાખ નરકાવાસો છે, ૨-શર્કરાપ્રભામાં ૨૫ લાખ, ૩-વાલુકાપ્રભામાં ૧૫ લાખ, ૪-પંકપ્રભામાં ૧૦ લાખ, ૫-ધૂમપ્રભામા ૩ લાખ ॥૧૩૬૧॥, ૬-તમ પ્રભામાં ૯૯૯૯૫ હજાર, ૭-મહાતમઃપ્રભામાં સીમન્તક વગેરે પાંચ નરકાવાસો છે. સીમન્તકઃ-સીમન્તકે 'રૌદ્ર, હાહારવ, ઘાતન' વગેરે નામના નરકવાસ પાતાલમ્, વડવામુખમ્ ॥૧૩૬૨॥, બલિવેશ્મ 'ન્' (ન). અધોભુવનમ્, નાગલોકઃ, રસાતલમ્ [રસા, તલમ્ શિ૦ ૧૨૨] એ ૬-પાતાલ, નાગલોક. રન્ધ્રમ્, બિલમ્, નિર્વ્યથનમ્, કુહરમ્, શુષિરમ્-'સુષિરમ્', શુષિઃ (પુ. સ્ત્રી.),-'સુષિઃ', ॥૧૩૬૩॥ છિદ્રમ્,

छिद्रं रोपं विवरं च, निम्नं रोकं वपाऽन्तरम् ।
गर्त-श्वभ्रा-ऽवटा-ऽगाध-दरास्तु विवरे भुवः ॥ १३६४ ॥

इति श्रीस्वपरसमयपारावारपारीण-शब्दावतार-कलिकालसर्वज्ञा-
चार्यपुङ्गवश्रीहेमचन्द्रसूरीश्वरविरचिताभिधानचिन्तामणि
नाममालायां नारककाण्डः पञ्चमः समाप्तः ॥ ५ ॥

रोपम्, विवरम्, निम्नम्, रोकम्, वपा, अन्तरम्, श्वभ्रम्' એ ૧૩-છિદ્ર, બિલ. गर्त्तः (पु. स्त्री), श्वभ्रम्, अवटः-'अवटिः', अगाधः, दरः (त्रि.) એ ૫-ભૂમિનો ખાડો. ॥૧૩૬૪॥

इति श्रीतपोगच्छाधिपति-श्रीकदम्बगिरिप्रमुखानेकतीर्थोद्धारकशासन-
सम्राट्-सर्वतन्त्रस्वतन्त्राचार्यवर्यश्रीविजयनेमिसूरीश्वर-पट्टालङ्कार-
समयज्ञ-शान्तमूर्ति-श्रीमदाचार्यश्रीविजयविज्ञानसूरीश्वर-
पट्टधरसिद्धान्तमहोदधि-प्राकृतविशारदाचार्य-
श्रीविजयकस्तूरसूरिणा गौर्जर्यां विरचितायां
चन्द्रोदयाभिधटीकायां नारककाण्डः
पञ्चमः समाप्तः ॥ ५ ॥

સ્યાલ્લોકો વિષ્ટપં વિશ્વં, ભુવનં જગતી જગત્ ।
જીવાજીવાધારક્ષેત્રં, લોકોઽલોકસ્તતોઽન્યથા ॥ ૧૩૬૫ ॥
ક્ષેત્રજ્ઞ આત્મા પુરુષશ્ચેતનઃ સ પુનર્ભવી ।
જીવઃ સ્યાદસુમાન્ સત્ત્વં, દેહભૃજ્જન્યુ-જન્તવઃ ॥ ૧૩૬૬ ॥
ઉત્પત્તિર્જન્મ-જનુષી, જનનં જનિરુદ્ભવઃ ।
જીવેઽસુ-જીવિત-પ્રાણા, જીવાતુર્જીવનૌષધમ્ ॥ ૧૩૬૭ ॥

अथ षष्ठः सामान्यकाण्डः

लोकः, विष्टपम् 'पिष्टपम्' (पु. न.), विश्वम्, भुवनम् (पु. न.), जगती, जगत् (न.) એ ૬–લોક, જગત–દુનિયા. लोकः–જીવ, અજીવ, ધર્માસ્તિકાય વગેરેના આધારભૂત ક્ષેત્ર. अलोकः–લોક સિવાયનો અલોક–કેવલ આકાશરૂપ. ॥૧૩૬૫॥ क्षेत्रज्ञः, आत्मा 'अन्' (पु), पुरुषः, चेतनः [जीवः शि०१२३] એ ૪–આત્મા જીવ. भवी 'इन्' (पु.), जीवः, असुमान् 'मत्' (पु.), सत्त्वम् (पु. न.), देहभृत् (पु), जन्युः (पु.), जन्तुः (पु. न), (संसारी 'इन्' पु शरीरी 'इन्' (पु.), देहभाक्–ज्) [प्राणी 'इन्' (पु) शि० १२३] એ ૭–સંસારી જીવ, પ્રાણી–દશ પ્રકારના પ્રાણોને ધારણ કરનાર ॥૧૩૬૬॥ उत्पत्तिः (स्त्री), जन्म 'अन्' (न.), जनुः 'ष्' (न.), जननम्, जनिः (स्त्री.), उद्भवः [जन्मः (पु न), शि० १२३] એ ૬–જન્મ, ઉત્પત્તિ. जीवः, (त्रि.), असवः 'सु' (पु ब.), जीवितम्, प्राणाः (पु ब.) [जीवातुः शि० १२४] એ ૪–પ્રાણ. जीवातुः (पु. न.), जीवनौषधम् એ ૨–જીવનઔષધ, જીવન રક્ષણોપાય. ॥૧૩૬૭॥ શ્વાસ, શ્વા–

શ્વાસસ્તુ શ્વસિતં સોઽન્તર્મુખ ઉચ્છ્વાસ આહરઃ ।
આનો વહિર્મુખસ્તુ સ્યાન્નિઃશ્વાસઃ પાન પતનઃ ॥ ૧૩૬૮ ॥

આયુર્જીવિતકાલોઽન્તઃકરણં માનસં મનઃ ।
હૃચ્ચેતો હૃદયં ચિત્તં, સ્વાન્તં ગૂઢપથોચ્ચલેઃ ॥ ૧૩૬૯ ॥

માનસઃ કર્મ સઙ્કલ્પઃ, સ્યાદથો શર્મ નિર્વૃતિઃ ।
સાતં સૌખ્યં સુખં દુઃખં ત્વસુખં વેદના વ્યથા ॥ ૧૩૭૦ ॥
પીડા બાધાઽર્ત્તિરામીલં, કૃચ્છ્રં કષ્ટં પ્રસૂતિજમ્ ।
આમનસ્યં પ્રગાઢં ચ સ્યાદાધિર્માનસી વ્યથા ॥ ૧૩૭૧ ॥

સિતમ્ એ ૨–શ્વાસ, શ્વાસ લેવાની ક્રિયા. ઉચ્છ્વાસઃ, આહરઃ, આનઃ એ ૩–અંદરનો શ્વાસ. નિઃશ્વાસઃ, પાનઃ, પતનઃ એ ૩–નિઃશ્વાસ–બહારનો શ્વાસ. ॥૧૩૬૮॥ આયુઃ 'ષ્' (ન.), જીવિતકાલઃ [આયુઃ (પુ) શિ૦ ૧૨૪] એ ૨–આયુષ્ય, આવરદા. અન્તઃકરણમ્, માનસમ્, મનઃ 'સ્' (ન.), હૃદ્ (ન), ચેતઃ 'સ્' (ન.), હૃદયમ્, ચિત્તમ્, સ્વાન્તમ્, ગૂઢપથમ્, ઉચ્ચલમ્ [અનિન્દ્રિયમ્ શિ૦ ૧૨૪] એ ૧૦–ચિત્ત, મન. ॥૧૩૬૯॥ સઙ્કલ્પઃ [વિકલ્પઃ શિ૦ ૧૨૪]–મનનો સંકલ્પ, મનનો વ્યાપાર. શર્મ 'ન્' (ન), નિર્વૃતિઃ (સ્રી), સાતમ્–'શાતમ્', સૌખ્યમ્, સુખમ્ [શર્મમ્ શિ૦ ૧૨૫] એ ૫–સુખ. દુઃખમ્, અસુખમ્, વેદના, વ્યથા ॥૧૩૭૦॥, પીડા, બાધા, અર્ત્તિઃ (સ્રી), આમીલમ્, કૃચ્છ્રમ્, કષ્ટમ્, પ્રસૂતિજમ્, આમનસ્યમ્–વૈમનસ્યમ્, પ્રગાઢમ્, 'અમાનસ્યમ્' [બાધઃ શિ૦ ૧૨૫] એ ૧૩–દુઃખ, પીડા. આધિઃ (પુ.) માનસિક પીડા. ॥૧૩૭૧॥

સપત્રાકૃતિ-નિષ્પત્રાકૃતી ત્વત્યન્તપીડને ।
ક્ષુજ્જાઠરાગ્નિજા પીડા, વ્યાપાદો દ્રોહચિન્તનમ્ ॥ ૧૩૭૨ ॥
ઉપજ્ઞા જ્ઞાનમાદ્યં સ્યાત્, ચર્ચા સઙ્ખ્યા વિચારણા ।
વાસના ભાવના સંસ્કારોઽનુભૂતાદ્યવિસ્મૃતિઃ ॥ ૧૩૭૩ ॥
નિર્ણયો નિશ્ચયોઽન્તઃ સમ્પ્રધારણા સમર્થનમ્ ।
અવિદ્યાઽહંમત્યજ્ઞાને, ભ્રાન્તિર્મિથ્યામતિર્ભ્રમઃ ॥ ૧૩૭૪ ॥
સન્દેહ-દ્વાપરાઽઽરેકા, વિચિકિત્સા ચ સંશયઃ ।
પરભાગો ગુણોત્કર્ષો, દોષે ત્વાદીનવાઽઽસ્રવૌ ॥ ૧૩૭૫ ॥

સપત્રાકૃતિઃ, નિષ્પત્રાકૃતિઃ એ ૨-અત્યંત પીડા. ક્ષુત્ 'ધ્' (સ્ત્રી) ક્ષુધા, જઠરાગ્નિની પીડા. વ્યાપાદઃ, દ્રોહચિન્તનમ્ એ ૨-દ્રોહ ચિંતવવો. ॥૧૩૭૨॥ ઉપજ્ઞા-પ્રથમ જ્ઞાન, કોઈના ઉપદેશ વિના પોતાની મેળે પ્રથમ જાણવામાં આવે તે જ્ઞાન, જેમ-ચંદ્રોપજ્ઞ વ્યાકરણ. ચર્ચા, સઙ્ખ્યા, વિચારણા [ચર્ચઃ શિ૦ ૧૨૫] એ ૩-ચર્ચા, વિચારણા-પ્રમાણો વડે વસ્તુઓનો વિચાર. વાસના, ભાવના, સંસ્કારઃ એ ૩-પૂર્વસંસ્કાર. વાસના-અનુભવેલ, દેખેલ વગેરે પ્રસંગને ભૂલી ન જવું. ॥૧૩૭૩॥ નિર્ણયઃ, નિશ્ચયઃ, અન્તઃ એ ૩-નિશ્ચય સમ્પ્રધારણા, સમર્થનમ્ એ ૨-યોગ્ય અયોગ્યની પરીક્ષા. અવિદ્યા, અહંમતિઃ, અજ્ઞાનમ્ એ ૩-અજ્ઞાન ભ્રાન્તિઃ, મિથ્યામતિઃ, ભ્રમઃ એ ૩-વિપરીત જ્ઞાન, ભ્રમાત્મક જ્ઞાન ॥૧૩૭૪॥ સન્દેહઃ, દ્વાપરમ્ (પુ. ન), આરેકઃ, વિચિકિત્સા, સંશયઃ એ ૫-સંદેહ, સંશય. પરભાગઃ, ગુણોત્કર્ષઃ એ ૨-ગુણોનું ઉત્કૃષ્ટપણું, ઉત્કર્ષ. દોષઃ, આદીનવ, આસ્રવઃ-'આશ્રવઃ' એ ૩-૧ દોષ, ૨ કષ્ટ, દુઃખ. ॥૧૩૭૫॥

સ્વાદ્ રૂપં લક્ષણં ભાવશ્ચાત્મા-પ્રકૃતિ-રીતયઃ ।
સહજો રૂપતત્ત્વં ચ, ધર્મઃ સર્ગો નિસર્ગવત્ ॥ ૧૩૭૬ ॥
શીલં સતત્ત્વં સંસિદ્ધિરવસ્થા તુ દશા સ્થિતિઃ ।
સ્નેહઃ પ્રીતિઃ પ્રેમ-હાર્દે, દાક્ષિણ્યં ત્વનુકૂલતા ॥ ૧૩૭૭ ॥

વિપ્રતિસારોઽનુશયઃ, પશ્ચાત્તાપોઽનુતાપશ્ચ ।
અવધાનસમાધાનપ્રણિધાનાનિ તુ સમાધૌ સ્યુઃ ॥૧૩૭૮॥
ધર્મઃ પુણ્યં વૃષઃ શ્રેયઃ, સુકૃતે નિયતૌ વિધિઃ ।
દૈવં ભાગ્યં ભાગધેયં, દિષ્ટં ચાઽયસ્તુ તચ્છુભમ્ ॥૧૩૭૯॥

સ્વરૂપમ્, સ્વલક્ષણમ્, સ્વભાવઃ, આત્મા 'અન્, (પુ.), પ્રકૃતિઃ (સ્રી.), રીતિઃ (સ્રી.), સહજઃ, રૂપતત્ત્વમ્, ધર્મઃ (પુ. ન.), સર્ગઃ, નિસર્ગઃ ॥૧૩૭૬॥, શીલમ્ (પુ. ન.), સતત્ત્વમ્, સંસિદ્ધિઃ એ ૧૪–સ્વરૂપ, સ્વભાવ અવસ્થા, દશા, સ્થિતિ એ ૩–અવસ્થા. સ્નેહઃ (પુ. ન.), પ્રીતિઃ (સ્રી), પ્રેમ 'અન્' (પુ. ન.), હાર્દમ્ એ ૪–પ્રેમ, સ્નેહ દાક્ષિણ્યમ્, અનુકૂલતા એ ૨–અનુકૂલતા, સરલતા. ॥૧૩૭૭॥ વિપ્રતિસારઃ, અનુશયઃ, પશ્ચાત્તાપઃ, અનુતાપ [વિપ્રતીસારઃ શિ૦ ૧૨૫ ] એ ૪–પશ્ચાત્તાપ, પસ્તાવો. અવધાનમ્, સમાધાનમ્, પ્રણિધાનમ્, સમાધિઃ (પુ.), એ ૪ સમાધિ, સમાધાન. ॥૧૩૭૮॥ ધર્મઃ, પુણ્યમ્, વૃષઃ, શ્રેયઃ 'અસ્' (ન.), સુકૃતમ્ એ ૫–ધર્મ, પુણ્ય, સુકૃત્ય. નિયતિઃ (સ્રી.), વિધિઃ (પુ.), દૈવમ્ (પુ. ન.), ભાગ્યમ્, ભાગધેયમ્, દિષ્ટમ્ એ ૬–ભાગ્ય, પૂર્વ કર્મ, નસીબ. અયઃ (પુ.)–સારું નસીબ. ॥૧૩૭૯॥ અલક્ષ્મીઃ (સ્રી.),

અલક્ષ્મીર્નિર્ઋતિઃ કાલકર્ણિકા સ્યાદથાઽશુભમ્ ।
દુષ્કૃતં દુરિતં પાપમેનઃ પાપ્મા ચ પાતકમ્ ॥૧૩૮૦॥
કિલ્વિષં કલુષં કિણ્વં, કલ્મષં વૃજિનં તમઃ ।
અંહઃ કલ્કમઘં પઙ્કં, ઉપાધિર્ધર્મચિન્તનમ્ ॥૧૩૮૧॥
ત્રિવર્ગો ધર્મકામાર્થૈશ્ચતુર્વર્ગઃ સમોક્ષકાઃ ।
બલતુર્યૈશ્ચતુર્ભદ્રં, પ્રમાદોઽનવધાનતા ॥૧૩૮૨॥
છન્દોઽભિપ્રાય આકૂતં, મતભાવાઽઽશયા અપિ ।
હૃષીકમક્ષં કરણં સ્રોતઃ ખં વિષયીન્દ્રિયમ્ ॥૧૩૮૩॥

નિર્ઋતિઃ (સ્ત્રી.), કાલકર્ણિકા એ ૩-દરિદ્રતા, અશુભ ભાગ્ય. અશુભમ્, દુષ્કૃતમ્, દુરિતમ્, પાપમ્, એનઃ 'સ્' (ન), પાપ્મા 'ન્' (પુ.), પાતકમ્ (પુ ન) ॥૧૩૮૦॥, કિલ્વિષમ્, કલુષમ્, કિણ્વમ્, કલ્મષમ્, વૃજિનમ્, તમઃ 'સ્' (ન), અંહઃ 'સ્' (ન.), 'અહ્નઃ-સ્', કલ્કમ્ (પુ ન), અઘમ્, પઙ્કઃ (પુ ન) એ ૧૭-અશુભ, પાપ, દુષ્કૃત્ય ઉપાધિઃ (પુ.), ધર્મચિન્તનમ્ એ ૨- ધર્મનો વિચાર ॥૧૩૮૧॥ ત્રિવર્ગઃ-ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગ. ચતુર્વર્ગઃ-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર ચતુર્ભદ્રમ્-૧ ધર્મ, અર્થ, કામ અને બલ એ ચાર ૨ ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચારે ઉત્તમ હોય તો પ્રમાદઃ, અનવધાનતા એ ૨-પ્રમાદ, અસાવધાનપણું. ॥૧૩૮૨॥ છન્દઃ, અભિપ્રાયઃ, આકૂતમ્, મતમ્, ભાવઃ (પુ ન.), આશયઃ એ ૬-અભિપ્રાય. હૃષીકમ્, અક્ષમ્, કરણમ્, સ્રોતઃ 'સ્' (ન.), ખમ્, વિષયિ 'ઇન્' (ન), ઇન્દ્રિયમ્ એ ૭-ઇન્દ્રિય (ચક્ષુ વગેરે.). ॥૧૩૮૩॥ બુદ્ધીન્દ્રિયં 'ધીન્દ્રિયમ્'-

बुद्धीन्द्रियं स्पर्शनादि, पाण्यादि, तु क्रियेन्द्रियम् ।
स्पर्शादयस्त्विन्द्रियार्था, विषया गोचरा अपि ॥१३८४॥
शीते तुषारः शिशिरः, सुशीमः शीतलो जडः ।
हिमोऽथोष्णे तिग्मस्तीव्रस्तीक्ष्णश्चण्डः खरः पटुः ॥१३८५॥
कोष्णः कवोष्णः कदुष्णो, मन्दोष्णश्चेषदुष्णवत् ।
निष्ठुरः कक्खटः क्रूरः परुषः कर्कशः खरः ॥१३८६॥
दृढः कठोरः कठिनो, जरठः कोमलः पुनः ।
मृदुलो मृदुसोमालसुकुमारा अकर्कशः ॥१३८७॥

સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ અને કર્ણ એ પાચ જ્ઞાનેન્દ્રિય છે. क्रियेन्द्रियम्, 'कर्मेन्द्रियम्'-હાથ, પગ, વાચા, ગુદા અને ગુહ્યેન્દ્રિય એ પાંચ કર્મેન્દ્રિયો છે. इन्द्रियार्थाः, विषयाः, गोचरा [ अर्थाः શિ૦ ૧૨૫ ] એ ૩-(પુ બ.) વિષયો-સ્પર્શ, રસ, ગન્ધ, રૂપ અને શબ્દ એ ઇન્દ્રિયોના પાંચ વિષયો. ॥૧૩૮૪॥ शीतः, तुषारः, शिशिरः, सुशीमः, शीतलः, जडः, हिम [सुषीमः-'सुषिमः' શિ૦ ૧૨૬] એ ૭-(પુ) વિશેષણરૂપે (ત્રિ)-શીતસ્પર્શ, શીતળ, ઠંડું उष्णः, तिग्मः, तीव्र., तीक्ष्ण., चण्डः, खर, पटुः એ ૭-વિશેષણરૂપે (ત્રિ)-ઉષ્ણ સ્પર્શ, અત્યંત ગરમ ॥૧૩૮૫॥ कोष्णः, कवोष्णः, कदुष्णः, मन्दोष्णः, ईषदुष्ण, એ ૫-(પુ) વિશેષ્ય સાથે (ત્રિ)-થોડું ઊનું, કંઇક ગરમ. निष्ठुरः, कक्खटः, क्रूरः, परुषः, कर्कशः, खरः ॥૧૩૮૬॥, दृढः, कठोर, कठिनः, जरठ.-'जठरम्, मूर्तिमत्, मूर्तम्', [खक्खटः, जरढः શિ૦ ૧૨૬] એ ૧૦-કઠોર સ્પર્શ, નિષ્ઠુર, કઠિન. (વિશેષ્ય સાથે ત્રિ.) નિર્દય. कोमलः, मृदुलः, मृदुः, सोमालः, सुकुमारः, अकर्कशः, એ ૬-(ત્રિ.) કોમળ, મૃદુ-

મધુરસ્તુ રસજ્યેષ્ઠો, ગુલ્યઃ સ્વાદુર્મધૂલકઃ
અમ્લસ્તુ પાચનો દન્તશઠોઽથ લવણઃ સરઃ ॥૧૩૮૮॥
સર્વરસોઽથ કટુઃ સ્યાદોષણો મુખશોધનઃ ।
વક્ત્રભેદી તુ તિક્તોઽથ, કષાયસ્તુવરો રસાઃ ॥૧૩૮૯॥
ગન્ધો જનમનોહારી, સુરભિર્ઘ્રાણતર્પણઃ ।
સમાકર્ષી નિર્હારી ચ, સ આમોદો વિદૂરગઃ ॥૧૩૯૦॥
વિમર્દોત્થઃ પરિમલોઽથામોદી મુખવાસનઃ ।
ઇષ્ટગન્ધઃ સુગન્ધિશ્ચ, દુર્ગન્ધઃ પૂતિગન્ધિકઃ ॥૧૩૯૧॥

સ્પર્શ. ॥૧૩૮૭॥ મધુરઃ, રસજ્યેષ્ઠઃ, ગુલ્ય, સ્વાદુઃ, મધૂલકઃ-મધૂલઃ એ ૫-મધુર રસ, મીઠું, ગળ્યુ. અમ્લઃ, પાચનઃ, દન્તશઠઃ [અમ્લઃ શિ૦ ૧૨૬] એ ૩-ખાટો રસ લવણઃ, સરઃ ॥૧૩૮૮॥, સર્વરસઃ એ ૩-ખારો રસ, ખારુ. કટુઃ, ઓષણઃ, મુખશોધનઃ એ ૩-કટુરસ, તીખું વક્ત્રભેદી 'ઇન્' (પુ.), તિક્ત. એ ૨-તિક્ત રસ, કડવું. કષાય., તુવરઃ-'તૂવરઃ' એ ૨-કષાયલો રસ, તૂરું. આ છ રસા. (પુ ન)-રસો છે. ॥૧૩૮૯॥ ગન્ધઃ, જનમનોહારી 'ઇન્' (પુ), સુરભિઃ, ઘ્રાણતર્પણઃ, સમાકર્ષી 'ઇન્' (પુ.), નિર્હારી 'ઇન્' (પુ.) એ ૬-સુગંધ. આમોદઃ, વિદૂરગઃ એ ૨-આમોદ-ઘણે દૂર સુધી જાય તેવી સુગંધ. ॥૧૩૯૦॥ પરિમલઃ-મર્દન કરવાથી ઉત્પન્ન થયેલ સુગંધ, દેહ-અંગરાગના સંઘર્ષથી ઉત્પન્ન થયેલ સુગંધ. આમોદી 'ઇન્' (પુ), મુખવાસનઃ, ઇષ્ટગન્ધઃ, સુગન્ધિઃ એ ૪-ઇષ્ટ ગંધ, સુગંધી, સુવાસ. (આમોદી-'ઇન્', મુખવાસનઃ એ ૨-તાંબુલાદિ મુખવાસની ગંધ-બીજાના મતે) દુર્ગન્ધ., પૂતિગન્ધિકઃ-પૂતિગન્ધિઃ એ ૨-દુર્ગન્ધ. ॥૧૩૯૧॥ આમગન્ધિ (ત્રિ.),

આમગન્ધિ તુ વિસ્રં સ્યાદ્, વર્ણાઃ શ્વેતાદિકા અમી ।
શ્વેતઃ શ્યેતઃ સિતઃ શુક્લો, હરિણો વિશદઃ શુચિઃ ॥૧૩૯૨॥
અવદાતગૌરશુભ્રવલક્ષધવલાર્જુનાઃ ।
પાણ્ડુરઃ પાણ્ડરઃ પાણ્ડુરીષત્પાણ્ડુસ્તુ ધૂસરઃ ॥૧૩૯૩॥
કાપોતસ્તુ કપોતાભઃ, પીતસ્તુ સિતરઞ્જનઃ ।
હારિદ્રઃ પીતલો ગૌરઃ, પીતનીલઃ પુનર્હરિત્ ॥૧૩૯૪॥
પાલાશો હરિતસ્તાલકાભઃ રક્તસ્તુ રોહિતઃ ।
માઞ્જિષ્ઠો લોહિતઃ શોણઃ, શ્વેતરક્તસ્તુ પાટલઃ ॥૧૩૯૫॥

વિસ્રમ્ એ ૨–કાચા માંસ વગેરેની ગંધ. વર્ણાઃ (પુ ન.)–સફેદ વગેરે છે, તે આ પ્રમાણે–શ્વેતઃ, શ્યેત', સિતઃ, શુક્લઃ, હરિણઃ, વિશદઃ, શુચિ , ॥૧૩૯૨॥, અવદાતઃ, ગૌરઃ, શુભ્ર , વલક્ષઃ,–'અવલક્ષઃ', ધવલઃ, અર્જુનઃ, પાણ્ડુરઃ, પાણ્ડરઃ, પાણ્ડુઃ એ ૧૬–સફેદ વર્ણ, શુક્લ. ઈષત્પાણ્ડુઃ, ધૂસરઃ એ ૨–કંઈક ધોળાશ પડતો રંગ. ॥૧૩૯૩॥ કાપોતઃ, કપોતાભઃ એ ૨–કબૂતર–પારેવાના જેવો રંગ પીતઃ, સિતરઞ્જનઃ, હારિદ્રઃ, પીતલઃ, ગૌરઃ એ ૫–પીળો રંગ પીતનીલઃ, હરિત્ ॥૧૩૯૪॥, પાલાશ–'પલાશઃ', હરિતઃ, તાલકાભઃ, એ ૫–લીલો પીળો મિશ્રિત વર્ણ, લીલો વર્ણ. રક્તઃ રોહિતઃ, માઞ્જિષ્ઠઃ, લોહિતઃ, શોણ· એ ૫–રાતો વર્ણ. શ્વેતરક્તઃ, પાટલઃ એ ૨–ધોળો અને રાતો મિશ્ર રંગ, ગુલાબી ॥૧૩૯૫॥ અરુણઃ,

અરુણો બાલસન્ધ્યાભઃ, પીતરક્તસ્તુ પિઞ્જરઃ ।
કપિલઃ પિઙ્ગલઃ શ્યાવઃ, પિશઙ્ગઃ કપિશો હરિઃ ॥૧૩૯૬॥
બભ્રુઃ કદ્રુઃ કડારશ્ચ, પિઙ્ગે કૃષ્ણસ્તુ મેચકઃ ।
સ્યાદ્ રામઃ શ્યામલઃ શ્યામઃ, કાલો નીલોઽસિતઃ શિતિઃ ॥
રક્તશ્યામે પુનર્ધૂમ્રધૂમલાવથ કર્બુરઃ ।
કિર્મીર એતઃ શબલશ્ચિત્રકલ્માપચિત્રલાઃ ॥૧૩૯૮॥
શબ્દો નિનાદો નિર્ઘોષઃ, સ્વાનો ધ્વાનઃ સ્વરો ધ્વનિઃ ।
નિર્હ્રાદો નિનદો હ્રાદો, નિઃસ્વાનો નિઃસ્વનઃ સ્વનઃ ॥૧૩૯૯॥

બાલસન્ધ્યાભઃ એ ૨–કંઈક રાતો વર્ણ–ઊગતી સંધ્યા જેવો. પીતરક્તઃ, પિઞ્જરઃ, કપિલઃ, પિઙ્ગલઃ, શ્યાવઃ, પિશઙ્ગઃ, કપિશ , હરિઃ ॥૧૩૯૬॥, બભ્રુ , કદ્રુઃ, કડારઃ, પિઙ્ગઃ એ ૧૨–લાલ મિશ્રિત પીળો વર્ણ. કૃષ્ણઃ, મેચકઃ, (પુ. ન ), રામઃ, શ્યામલઃ, શ્યામઃ, કાલઃ, નીલઃ (પુ. ન ), અસિત., શિતિઃ એ ૯–કાળો વર્ણ, શ્યામ વર્ણ. ॥૧૩૯૭॥ રક્તશ્યામઃ, ધૂમ્રઃ, ધૂમલઃ એ ૩–રાતો અને કાળો મિશ્રિત વર્ણ. કર્બુરઃ, ,કિર્મીરઃ–'કર્મીરઃ', એતઃ, શબલઃ, ચિત્રઃ, કલ્માષ., ચિત્રલઃ એ ૭–કાબરો, તરેહવાર વર્ણ. (શ્વેત થી ચિત્રલ સુધીના શબ્દો વર્ણ–રંગ માટે પુંલિંગ છે અને વિશેષ્ય સાથે ત્રણે લિંગમાં વપરાય છે.) ॥૧૩૯૮॥ શબ્દઃ, નિનાદઃ, નિર્ઘોષઃ, સ્વાનઃ, ધ્વાનઃ, સ્વર , ધ્વનિઃ, નિર્હ્રાદઃ, નિનદઃ, હ્રાદઃ, નિઃસ્વાનઃ, નિઃસ્વનઃ,

१४ १५ १६ १७ १८- २० २१
રવો નાદઃ સ્વનિર્ઘોષઃ સંવ્યાઙ્ભ્યો રાવ આરવઃ ।
२२ २३ २४ २५ २६ २७
ક્વણનં નિક્વણઃ ક્વાણો, નિક્વાણશ્ચ ક્વણો રણઃ ॥૧૪૦૦॥
१ २ ३ ४ ५
ષડ્જ-ઋષભ-ગાન્ધારા, મધ્યમઃ પઞ્ચમસ્તથા ।
६ ७
ધૈવતો નિષદઃ સપ્ત, તન્ત્રીકણ્ઠોદ્ભવાઃ સ્વરાઃ ॥૧૪૦૧॥
१ २ ३ १ २ ३
તે મન્દ્ર-મધ્ય-તારાઃ સ્યુરુરઃ-કણ્ઠ-શિરોભવાઃ ।
१ २ ३ १ १
રુદિતં ક્રન્દિતં ક્રુષ્ટં, તદપુષ્ટં તુ ગદ્ગરઃ ॥૧૪૦૨॥

સ્વનઃ ॥૧૩૯૯॥, રવઃ, નાદઃ, સ્વનિઃ, ઘોષઃ, સંરાવઃ, વિરાવઃ, આરાવઃ, આરવઃ, ક્વણનમ્, નિક્કણઃ, ક્વાણઃ, નિક્વાણઃ, ક્વણઃ, રણઃ, 'નિરવાન. નિસ્વનઃ,' [રાવઃ શિ૦ ૧૨૬] એ ૨૭-શબ્દ, ધ્વનિ 'ક્વણન વગેરે પાંચ વીણાદિકના શબ્દો છે' ॥૧૪૦૦॥ ષડ્જઃ, ઋષભ., ગાન્ધાર, મધ્યમઃ, પઞ્ચમઃ, ધૈવતઃ, નિષદઃ-[નિષાદઃ શિ૦ ૧૨૭] આ સાત વીણા અથવા કંઠમાંથી બોલાતા સ્વરોનાં નામો છે. (સાતે સ્વરોના ઉદાહરણ ષડ્જં રૌતિ મયૂરસ્તુ, ગાવો નર્દન્તિ ચર્ષભમ્ । અજાવિકૌ તુ ગાન્ધારં, ક્રૌઞ્ચો નર્દતિ મધ્યમમ્ ॥ ૧ ॥ પુષ્પસાધારણે કાલે, કોકિલો રૌતિ પઞ્ચમમ્ । અશ્વસ્તુ ધૈવતં રૌતિ, નિષાદં રૌતિ કુઞ્જરઃ ॥ ૨ ॥ ૧ મોર 'ષડ્જ' સ્વર બોલે છે. ૨ ગાયો 'ઋષભ' સ્વર બોલે છે ૩ બકરો અને ઘેટો 'ગાન્ધાર' સ્વર બોલે છે ૪ ક્રૌંચ પક્ષી 'મધ્યમ' સ્વર બોલે છે. ૫ ફુલ આવે તેવા સાધારણ કાળમાં કોયલ 'પઞ્ચમ' સ્વર બોલે છે. ૬ ઘોડો 'ધૈવત' બોલે છે. અને ૭ હાથી 'નિષાદ' સ્વર બોલે છે.) ॥૧૪૦૧॥ મન્દ્રઃ-મનુષ્યોની છાતીમાંથી નીકળતો ગંભીર-ઊંડો ધ્વનિ. મધ્યઃ-કંઠમાંથી નીકળતો અવાજ. તારઃ-મસ્તકમાંથી નીકળતો અવાજ-ઘણો ઊંચો સ્વર. (મનુષ્યોના હૃદયમાં બાવીશ પ્રકારનો રહેલ ધ્વનિ તે 'મન્દ્રઃ' છે, તે ધ્વનિ કંઠમાં આવે તો 'મધ્યઃ'

શબ્દો ગુણાનુરાગોત્થઃ, પ્રણાદઃ સીત્કૃતં નૃણામ્ ।
પર્દનં ગુદજે શબ્દે, કર્દનં કુક્ષિસંભવે ॥ ॥૧૪૦૩॥

ક્ષ્વેડા તુ સિંહનાદોઽથ, ક્રન્દનં સુભટધ્વનિઃ ।
કોલાહલઃ કલકલસ્તુમુલો વ્યાકુલો રવઃ ॥૧૪૦૪॥

મર્મરો વસ્ત્રપર્ણાદેર્ભૂષણાનાં તુ શિઞ્જિતમ્ ।
હેષા હ્રેષા તુરઙ્ગાણાં, ગજાનાં ગર્જ-બૃંહિતે ॥૧૪૦૫॥

અને મસ્તકમાં રહેલ 'તારઃ' કહેવાય છે.) રુદિતમ્, ક્રન્દિતમ્, ક્રુષ્ટમ્ એ ૩–રુદન, રડવું તે. ગદ્ગદઃ–પોકાર વિનાનું આન્તરહૃદયનું રુદન–ગદ્ગદ્કંઠે રુદન. ॥૧૪૦૨॥ પ્રણાદઃ, સીત્કૃતમ્ એ ૨–ગુણાનુરાગથી બોલાયેલ શબ્દ–જયજયકાર વગેરે. પર્દનમ્–ગુદામાંથી ઉત્પન્ન થતો શબ્દ–પાદવું તે કર્દનમ્–પેટમાંથી ઉત્પન્ન થતો શબ્દ–પેટમાં આંતરડાનો ગડબડાટ. ॥૧૪૦૩॥ ક્ષ્વેડા, સિંહનાદઃ એ ૨–સુભટોની સિંહના જેવી ગર્જના. ક્રન્દનમ્, સુભટધ્વનિઃ એ ૨–સુભટોને યુદ્ધમાં બોલાવવું. કોલાહલઃ, (પુ ન.), કલકલઃ એ ૨–કોલાહલ–ઘણા માણસોનો કલકલાટ શબ્દ તુમુલઃ–૧ યુદ્ધનો શોર–બકોર. ૨ ગભરાવી નાખે તેવો અવાજ ॥ ૧૪૦૪ ॥ મર્મરઃ–વસ્ત્ર અગર પાંદડાં વગેરેનો શબ્દ. શિઞ્જિતમ્–ભૂષણ–કંકણ, નૂપુર વગેરેનો અવાજ. હેષા, હ્રેષા એ ૨–ઘોડાઓનો અવાજ–ખોંખારો. ગર્જઃ, બૃંહિતમ્ [ગર્જા શિ૦ ૧૨૭] એ ૨–હાથીઓની ગર્જના.

વિસ્ફારો ધનુષાં હમ્ભારમ્ભે ગોર્જલદસ્ય તુ ।
સ્તનિતં ગર્જિતં ગર્જિઃ, સ્વનિતં રસિતાદિ ચ ॥ ૧૪૦૬ ॥
કૂજિતં સ્યાદ્ વિહઙ્ગાનાં, તિરશ્ચાં રુતવાશિતે ।
વૃકસ્ય રેપણં રેષા, બુક્કનં ભષણં શુનઃ ॥ ૧૪૦૭ ॥
પીડિતાનાં તુ કણિતં, મણિતં રતકૂજિતમ્ ।
પ્રક્વાણઃ પ્રક્વણસ્તન્ત્ર્યા, મર્દલસ્ય તુ ગુન્દલઃ ॥ ૧૪૦૮ ॥
કીજનં તુ કીચકાનાં, ભેર્યા નાદસ્તુ દર્દુરઃ ।
તારોઽત્યુચ્ચૈર્ધ્વનિ મન્દ્રો, ગમ્ભીરો મધુરઃ કલઃ ॥૧૪૦૯ ॥

॥૧૪૦૫॥ વિસ્ફારઃ–ધનુષ્યનો શબ્દ. હમ્ભા, રમ્ભા, એ ૨–ગાયનો શબ્દ સ્તનિતમ્, ગર્જિતમ્, ગર્જિઃ (પુ), સ્વનિતમ્, રસિતમ્ (ધ્વનિતમ્ વગેરે) એ–૫ મેઘની ગર્જના. ॥૧૪૦૬॥ કૂજિતમ્–કૂજનમ્ એ–પક્ષીઓનો શબ્દ રુતમ્, વાશિતમ્ 'વાસિતમ્' એ ૨–તિર્યંચ પશુઓનો શબ્દ રેપણમ્, રેષા એ ૨–વરુનો અવાજ બુક્કનમ્, ભષણમ્ એ ૨–કૂતરાનું ભસવું. ॥૧૪૦૭॥ ક્વણિતમ્–કણાતિઃ–દુઃખથી પીડિતનો શબ્દ, આર્તસ્વર, દુઃખની બૂમ મણિતમ્–રતિકાળે દંપતીનો ન સમજાય તેવો અવ્યક્ત અવાજ. પ્રક્વાણઃ, પ્રક્વણઃ એ ૨–વીણાનો અવાજ ગુન્દુલઃ–મર્દલ–મૃદંગનો શબ્દ. ॥૧૪૦૮॥ કીજનમ્–૧ કીચક–વાંસનો અવાજ ૨ વેણુવાદ્ય. દર્દુરઃ–ભેરી (દુંદુભિ)નો અવાજ. તારઃ–અત્યંત ઉંચો અવાજ. મન્દ્રઃ [મદ્રઃ શિ૦ ૧૨૭]–ગંભીર અવાજ. કલઃ–મધુર અવાજ. ॥૧૪૦૯॥ કાકલી–

काकली तु कलः सूक्ष्मः, एकतालो लयानुगः ।
काकुर्ध्वनिविकारः स्यात्, प्रतिश्रुत् तु प्रतिध्वनिः ॥ १४१० ॥
सङ्घाते प्रकरौघ-वार-निकर-व्यूहाः समूहश्चयः,
सन्दोहः समुदाय-राशि-विसर-व्राताः कलापो व्रजः ।
कूटं मण्डल-चक्रवाल-पटल-स्तोमा गणः पेटकं,
वृन्दं चक्र-कदम्बके समुदयः पुञ्जोत्करौ संहतिः ॥१४११॥
समवायो निकुरम्बं, जालं निवह-सञ्चयौ ।
जातं तिरश्चां तद्यूथं, *सङ्घसार्थौ तु देहिनाम् ॥ १४१२॥

काकलिः (સ્ત્રી)–ઝીણો અને મધુર શબ્દ एकतालः, लयानुगः એ ૨–ગીત, વાજિંત્રાદિનું સરખાપણું, એક લયવાળું ગાન. काकुः (પુ, સ્ત્રી.), ध्वनिविकारः એ ૨–શોક, ભય વગેરેથી થતો ધ્વનિમાં વિકાર–સ્વરનું બદલાવું તે. प्रतिश्रुत् (સ્ત્રી), प्रतिध्वनिः (પુ.), એ ૨–પડઘો ॥૧૪૧૦॥ सङ्घातः, प्रकरः, ओघः, वारः (પુ. ન.), निकरः, व्यूहः, समूहः, चयः, सन्दोहः, समुदाय, राशिः (પુ), विसरः, व्रातः, कलापः, व्रजः (પુ ન.), कूटम् (પુ. ન), मण्डलम् (त्रि), चक्रवालः, पटलम् (સ્ત્રી ન), स्तोमः, गणः, पेटकम् (त्रि), वृन्दम्, चक्रम् (પુ. ન), कदम्बकम्, समुदयः, पुञ्जः, उत्करः, संहतिः (સ્ત્રી) ॥૧૪૧૧॥, समवायः, निकुरम्बम्, जालम् (સ્ત્રી. ન) निवहः, सञ्चयः, जातम् [आकरः शि० १२७] એ ૩૫–સમૂહ, સમુદાય. यूथम् (પુ ન)–પશુઓનો સમુદાય–પશુ, પક્ષીઓનો સજાતીય સમૂહ, જેમ मृगयूथ–મૃગોનો સમૂહ. सङ्घः, सार्थः, એ ૨–સજાતીય વિજાતીય પ્રાણીઓનો સમુદાય, જેમ–श्रमणादिसङ्घः,

*सङ्घशब्दोऽन्यत्र समुदायेऽपि, यथा विघ्नसङ्घः ।

कुलं तेषां सजातीनां, निकायस्तु सधर्मिणाम् ।
वर्गस्तु सदृशां स्कन्धो, नरकुञ्जरवाजिनाम् ॥ १४१३ ॥
ग्रामो विषय-शब्दाऽस्त्र-भूते-न्द्रिय-गुणाद् व्रजे ।
समजस्तु पशूनां स्यात्, समाजस्त्वन्यदेहिनाम् ॥ १४१४ ॥
शुकादीनां गणे शौक-मायूर-तैत्तिरादयः ।
भिक्षादेर्भैक्ष-साहस्र-गार्भिण-यौवतादयः ॥ १४१५ ॥

पान्थसार्थः ॥૧૪૧૨॥, कुलम् સજાતીય પ્રાણીઓનો સમુદાય, જેમ-विप्रकुलम्, मृगकुलम् । निकाय -સમાન આચારવાળાનો સમુદાય જેમ-देवनिकायः, वैयाकरणनिकायः । वर्ग-સમાન સજાતીય જડ અને પ્રાણીઓનો સમુદાય -જેમ त्रिवर्गः, ब्राह्मणवर्गः, अरिषड्वर्गः। स्कन्धः-મનુષ્ય, હાથી અને ઘોડાઓનો સમુદાય. ॥૧૪૧૩॥ ग्रामः-વિષય, શબ્દ, અસ્ત્ર, ભૂત, ઇંદ્રિય અને ગુણના સમુદાયમાં વપરાય છે-विषय, शब्द, अस्त्र, इन्द्रिय અને गुण શબ્દની પછી સમુદાય અર્થમાં ग्राम શબ્દ મૂકવાથી તેનો તે સમુદાય થાય છે-જેમ विषयग्रामः-વિષયોનો સમૂહ, शब्दग्रामः-શબ્દોનો સમૂહ, अस्त्रग्राम--શસ્ત્ર સમૂહ, भूतग्रामः-પ્રાણીઓનો સમૂહ, इन्द्रियग्रामः-ઇન્દ્રિયોનો સમૂહ, गुणग्राम-ગુણોનો સમૂહ, समजः-પશુઓનો સમૂહ. समाजः-પશુ સિવાય પ્રાણીઓનો સમૂહ, જેમ-श्रोत्रियसमाजः ॥૧૪૧૪॥ शुक વગેરેનો સમુદાય, જેમ शौकम्-પોપટનો સમૂહ, मायूरम्-મોરનો સમૂહ, तैत्तिरम्-તેતરનો સમૂહ, आदि પદથી कापोतम्-પારેવાનો સમૂહ વગેરે સમૂહવાચક શબ્દો થાય છે. भैक्षम्-ભિક્ષાનો સમૂહ, साहस्रम्-હજારોનો સમૂહ, गार्भिणम्-ગર્ભિણીઓનો સમૂહ, यौवतम्-યુવતીઓનો સમૂહ,

गोत्रार्थप्रत्ययान्तानां, स्युरौपगवकादयः ।
उक्षादेरौक्षकं मानुष्यकं वार्द्धकमौष्ट्रकम् ॥ १४१६ ॥
स्याद् राजपुत्रकं राजन्यकं, राजकमाजकम् ।
वात्सकौरभ्रके कावचिकं कवचिनामपि ॥ १४१७ ॥
हास्तिकं तु हस्तिनां स्यादापूपिकाद्यचेतसाम् ।
धेनूनां धैनुकं धेन्वन्तानां गौधेनुकादयः ॥ १४१८ ॥

વગેરે શબ્દો સમૂહવાચક છે. ॥૧૪૧૫॥ ગોત્રાર્થક પ્રત્યય (અણ્ વગેરે) થી થતા ઔપગવ વગેરે શબ્દોથી સમૂહ વાચક શબ્દ થાય છે. જેમ-ઔપગવકમ્-ઉપગુના વંશનો સમુદાય. (ગાર્ગકઃ-ગર્ગઋષિના વંશમાં ઉત્પન્ન થયેલાનો સમૂહ) ઔક્ષકમ્-બળદનો સમૂહ, માનુષ્યકમ્-મનુષ્યનો સમૂહ, વાર્દ્ધકમ્-વૃદ્ધોનો સમૂહ ઔષ્ટ્રકમ્-ઊંટનો સમૂહ. ॥૧૪૧૬॥ રાજપુત્રકમ્-રાજપુત્રનો સમૂહ, राजन्यकम्, राजकम् એ ૨-રાજાઓનો સમૂહ, આજકમ્-બકરાનો સમૂહ, વાત્સકમ્-વાછરડાંઓનો સમૂહ, ઔરભ્રકમ્-ઘેટાંઓનો સમૂહ, કાવચિકમ્-બખ્તર પહેરેલા પુરૂષોનો સમૂહ, ॥૧૪૧૭ ॥ હાસ્તિકમ્-હાથીઓ કે હાથણીઓનો સમૂહ અચિત્ત-જડ વસ્તુઓનો સમુદાય જેમ આપૂપિકમ્ અપૂપઃ-રોટલી, પૂડલો તેનો સમૂહ, (શાષ્કુલિકમ્-જલેબી કે પુડલાઓનો સમૂહ પાર્વતિકમ્-પર્વતોનો સમૂહ.) વગેરે જડનો સમુદાય છે. ધૈનુકમ્-ગાયોનો સમૂહ. ધેનુ-શબ્દ અન્તમાં હોય તેવા નામના સમૂહ અર્થમા ગોધેનુ-ઉપરથી, ગૌધેનુકમ્-બળદ અને ગાયોનો સમુદાય વગેરે શબ્દો થાય છે.

કૈદારકં કૈદારિકં, કૈદાર્યમપિ તદ્ગણે ।
બ્રાહ્મણાદેર્બ્રાહ્મણ્યં, માણવ્યં વાડવ્યમિત્યપિ ॥ ૧૪૧૯ ॥
ગણિકાનાં તુ ગાણિક્યં, કેશાનાં કૈશ્ય-કૈશિકે ।
અશ્વાનામાશ્વમશ્વીયં, પર્શૂનાં પાર્શ્વમપ્યથ ॥ ૧૪૨૦ ॥
વાતૂલ-વાત્યે વાતાનાં ગવ્યા-ગોત્રે પુનર્ગવામ્ ।
પાશ્યા-ખલ્યાદિ પાશાદેઃ, ખલાદેઃ ખલિનીનિભાઃ ॥ ૧૪૨૧ ॥
જનતા બન્ધુતા ગ્રામતા ગજતા સહાયતા ।
જનાદીનાં રથાનાં તુ, સ્યાદ્ રથ્યા રથકટ્યયા ॥ ૧૪૨૨ ॥

॥૧૪૧૮॥ કૈદારકમ્, કૈદારિકમ્, કૈદાર્યમ્ એ ૩-૧ ક્યારાનો સમૂહ, ૨ ક્ષેત્રનો સમૂહ બ્રાહ્મણ્યમ્-બ્રાહ્મણોનો સમૂહ. માણવ્યમ્-(માણવ-બાલક) બાલકોનો સમૂહ. વાડવ્યમ્ (વાડવઃ-બ્રાહ્મણ) બ્રાહ્મણોનો સમૂહ. ॥૧૪૧૯॥ ગાણિક્યમ્-ગણિકાનો સમૂહ કૈશ્યમ્, કૈશિકમ્-એ ૨-કેશ-વાળનો સમુદાય. આશ્વમ્, અશ્વીયમ્-એ ૨-અશ્વોનો સમુદાય પાર્શ્વમ્-(પર્શુ-કુહાડી) કુહાડીઓનો સમૂહ (શૌકમ્, માયૂરમ્ વગેરે શબ્દો નપુંસક લિંગના છે.) ॥૧૪૨૦॥ વાતૂલ, વાત્યા એ ૨-વાયુનો સમૂહ. ગવ્યા, ગોત્રા એ ૨-ગાયોનો સમૂહ. પાશ્યા-જાળોનો સમૂહ ખલ્યા-ખલ પુરુષનો સમૂહ. (તૃણ્યા-તૃણનો સમૂહ. ધૂમ્યા-ધુમાડાનો સમૂહ) વગેરે ખલિની-ખલ પુરુષનો સમૂહ. ([1]કુટુમ્બિની-કુટુંબનો સમૂહ.) તેવી જ રીતે તેના સરખા શબ્દો સમજી લેવા ॥૧૪૨૧॥ જનતા-જનનો સમૂહ, બન્ધુતા-બંધુઓનો સમૂહ, ગ્રામતા-ગામોનો સમૂહ, ગજતા-ગજ-હાથીઓનો સમૂહ, સહાયતા-સહાય-મિત્રોનો સમૂહ. રથ્યા, રથકટ્યા એ ૨-રથોનો

૧. વિં. ક. કુણ્ડિનિની ।-માનુ૦

રાજિર્લેખા તતિર્વીથી માલાઽઽલ્યાઽઽવલિપઙ્ક્તયઃ ।
ધોરણી શ્રેણ્યુભૌ તુ દ્વૌ, યુગલં દ્વિતયં દ્વયમ્ ॥ ૧૪૨૩ ॥
યુગં દ્વૈતં યમં દ્વન્દ્વં, યુગ્મં યમલ-યામલે ।
પશુભ્યો ગોયુગં યુગ્મે, પરં ષટ્ત્વે તુ ષડ્ગવમ્ ॥ ૧૪૨૪ ॥
પરઃશતાદ્યાસ્તે યેષાં, પરા સઙ્ખ્યા શતાદિકાત્ ।
પ્રાજ્યં પ્રભૂતં પ્રચુરં, વહુલં વહુ પુષ્કલમ્ ॥ ૧૪૨૫ ॥

સમૂહ.॥૧૪૨૨॥ રાજિઃ, લેખા, તતિઃ, વીથિ વીથિઃ, માલા, આલિઃ–'આલી', આવલિઃ,–'આવલી', પઙ્ક્તિઃ, ધોરણી, શ્રેણી-શ્રેણિઃ(પુ. સ્ત્રી.) એ ૧૦ (સ્ત્રી)–શ્રેણી, ઓળી. ઉભૌ (ઉભ), દ્વૌ (દ્વિ) એ ૨–(વિ. દ્વિવ.)-બે, બન્ને. યુગલમ્, (સ્ત્રી. ન), દ્વિતયમ્ (સ્ત્રી ન.), દ્વયમ્ (સ્ત્રી. ન) ॥૧૪૨૩॥, યુગમ્, દ્વૈતમ્, યમમ્, દ્વન્દ્વમ્, યુગ્મમ્, યમલમ્, યામલમ્ [જકુટમ્ –(પુ. ન.) શિ૦ ૧૨૭] એ ૧૦–યુગલ, બેનું જોડું. પશુઓનાં યુગલમાં પશુવાચક શબ્દ થકી–ગોયુગ શબ્દ જોડવો. (જેમ–ગોગોયુગમ્–ગાયોનુ યુગલ, અશ્વગોયુગમ્–ઘોડાઓનું યુગલ) પશુઓનું ષટ્ક (છ) બતાવવા માટે પશુવાચક શબ્દ થકી–ષડ્ગવ શબ્દ લગાડવો (જેમ–હસ્તિષડ્ગવમ્–છ હાથી, અશ્વ--ષડ્ગવમ્–છ ઘોડા) ॥ ૧૪૨૪॥ ૧૦૦ થી અધિક સંખ્યા બતાવવા માટે પરઃશત વગેરે શબ્દો લગાડવા–(જેમ–પરઃશતાઃ કુઞ્જરાઃ –સોથી વધારે હાથીઓ, પરઃસહસ્રાઃ –હજારથી વધારે, પરોલક્ષાઃ લાખથી વધારે) પ્રાજ્યમ્, પ્રભૂતમ્, પ્રચુરમ્, વહુલમ્, વહુ (ન);

ભૂયિષ્ઠં પુરુહં ભૂયો ભૂર્યદભ્રં પુરુ સ્ફિરમ્ ।
સ્તોકં ક્ષુલ્લં તુચ્છમલ્પં, દભ્રા-ઽણુ-તલિનાનિ ચ ॥ ૧૪૨૬ ॥
તનુ ક્ષુદ્રં કૃશં સૂક્ષ્મં, પુનઃ શ્લક્ષ્ણં ચ પેલવમ્ ।
ત્રુટી માત્રા લવો લેશઃ કણો હ્રસ્વં પુનર્લઘુ ॥ ૧૪૨૭ ॥
અત્યલ્પેઽલ્પિષ્ઠમલ્પીયઃ, કનીયોઽણીય ઇત્યપિ ।
દીર્ઘાયતે સમે તુઙ્ગમુચ્ચમુન્નતમુદ્ધુરમ્ ॥ ૧૪૨૮ ॥
પ્રાંશૂચ્છ્રિતમુદગ્રં ચ, ન્યગ્ નીચં હ્રસ્વમન્થરે ।
ખર્વં કુબ્જં વામનં ચ, વિશાલં તુ વિશઙ્કટમ્ ॥ ૧૪૨૯ ॥

પુષ્કલમ્ ॥૧૪૨૫॥, ભૂયિષ્ઠમ્, 'પુરુહમ્– પુરુહૂઃ,' પુરહમ્ , ભૂયઃ 'સ્' (ન.), ભૂરિ (ન ), અદભ્રમ્, પુરુ (ન.), સ્ફિરમ્(–'સ્ફારમ્' એ ૧૩–બહુ. ઘણું. સ્તોકમ્, ક્ષુલ્લમ્, તુચ્છમ્, અલ્પમ્, દભ્રમ્, અણુ (ન ), તલિનમ્ ॥૧૪૨૬॥, તનુ (ન ), ક્ષુદ્રમ્, કૃશમ્ એ ૧૦ -નાનું, થોડું. સૂક્ષ્મમ્, શ્લક્ષ્ણમ્, પેલવમ્, એ–૩–સૂક્ષ્મ, ઝીણું, બારીક. ત્રુટિઃ– 'ત્રુટી' (સ્રી.), માત્રા, લવઃ, લેશઃ, કણઃ, (પુ. સ્રી.) એ ૫–લવ, લેશ, અલ્પ. હ્રસ્વમ્, લઘુ એ ૨–નાનું, ટૂંકું ॥૧૪૨૭॥ અત્ય-લ્પમ્, અલ્પિષ્ઠમ્, અલ્પીયઃ 'સ્' (ન), કનીયઃ 'સ્' (ન ), અણીયઃ 'સ્' (ન.) [કનિષ્ઠમ્ શિ૦ ૧૨૮ ] એ ૫–અત્યંત થોડું, ઘણું નાનું. દીર્ઘમ્, આયતમ્ , એ ૨–લાંબુ. તુઙ્ગમ્, ઉચ્ચમ્, ઉન્નતમ્, ઉદ્ધુરમ્ ॥૧૪૨૮॥, પ્રાંશુ (ન.), ઉચ્છ્રિતમ્, ઉદગ્રમ્ એ–૭ ઊંચુ. ન્યક્ 'ચ્' (ન.), નીચમ્, હ્રસ્વમ્, મન્થરમ્, ખર્વમ્, કુબ્જમ્, વામનમ્ એ ૭–ટૂંકું, નીચું વિશાલમ્, વિશઙ્કટમ્ ॥૧૪૨૯॥, પૃથુ (ન.), ઉરુ

પૃથૂરુ પૃથુલં વ્યૂઢં, વિકટં વિપુલં બૃહત્ ।
સ્ફારં વરિષ્ઠં વિસ્તીર્ણં, તતં બહુ મહદ્ ગુરુ ॥ ૧૪૩૦ ॥
દૈર્ઘ્યમાયામ આનાહઃ, આરોહસ્તુ સમુચ્છ્રયઃ ।
ઉત્સેધ ઉદયોચ્છ્રાયૌ, પરિણાહો વિશાલતા ॥ ૧૪૩૧ ॥
પ્રપઞ્ચા-ઽઽભોગ-વિસ્તાર-વ્યાસાઃ શબ્દે સ વિસ્તરઃ ।
સમાસસ્તુ સમાહારઃ, સંક્ષેપઃ સંગ્રહોઽપિ ચ ॥ ૧૪૩૨ ॥
સર્વં સમસ્તમન્યૂનં સમગ્રં સકલં સમમ્ ।
વિશ્વા-ઽશેષા-ઽખણ્ડ-કૃત્સ્ન-ન્યક્ષાણિ નિખિલાખિલે ॥ ૧૪૩૩ ॥

(ન.), પૃથુલમ્, વ્યૂઢમ્, વિકટમ્, વિપુલમ્, બૃહત્ (ન.), સ્ફારમ્, વરિષ્ઠમ્–'વડ્રમ્', વિસ્તીર્ણમ્, તતમ્, બહુ (ન.), મહત્ (ન), ગુરુ (ન) એ ૧૬-વિશાળ, મોટું. ॥૧૪૩૦॥ દૈર્ઘ્યમ્, આયામઃ, આનાહઃ એ ૩–લંબાઈ આરોહઃ, સમુચ્છ્રયઃ,–'ઉચ્છ્રય'ઃ, ઉત્સેધઃ (પુ ન), ઉદયઃ, ઉચ્છ્રાય, એ ૫–ઊંચાઈ પરિણાહઃ, વિશાલતા એ ૨–પહોળાઈ ॥૧૪૩૧॥ પ્રપઞ્ચઃ, આભોગઃ, વિસ્તારઃ, વ્યાસઃ એ ૪–વિસ્તાર.વિસ્તરઃ [વિગ્રહઃ શિ૦ ૧૨૮] શબ્દોનો વિસ્તાર. સમાસઃ, સમાહારઃ, સંક્ષેપઃ, સઙ્ગ્રહઃ એ ૪–સંક્ષેપ, ટૂંકા સારરૂપ વચન. ॥૧૪૩૨॥ સર્વમ્, સમસ્તમ્, અન્યૂનમ્ , સમગ્રમ્, સકલમ્, સમમ્, વિશ્વમ્, અશેષમ્, અખણ્ડમ્, કૃત્સ્નમ્, ન્યક્ષમ્, નિખિલમ્, અખિલમ્, 'પૂર્ણમ્' [નિઃશેષમ્, અનૂનમ્ શિ૦ ૧૨૮] એ ૧૩–સમસ્ત, બધું. ॥ ૧૪૩૩ ॥ ખણ્ડઃ (પુ ન), અર્ધઃ (વિ.), શકલમ્,

ખણ્ડેઽર્ધશકલે ભિત્તં, નેમ શલ્ક-દલાનિ ચ ।
અંશો ભાગશ્ચ વણ્ટઃ સ્યાત્, પાદસ્તુ સ તુરીયકઃ ॥ ૧૪૩૪ ॥
મલિનં કચ્ચરં મ્લાનં, કશ્મલં ચ મલીમસમ્ ।
પવિત્રં પાવનં પૂતં, પુણ્યં મેધ્યમથોજ્જ્વલમ્ ॥ ૧૪૩૫ ॥
વિમલં વિશદં વીધ્રમવદાતમનાવિલમ્ ।
વિશુદ્ધં શુચિ ચોક્ષં તુ નિઃશોધ્યમનવસ્કરમ્ ॥ ૧૪૩૬ ॥
નિર્ણિક્તં શોધિતં મૃષ્ટં, ધૌતં ક્ષાલિતમિત્યપિ ।
સમ્મુખીનમભિમુખં, પરાચીનં પરાઙ્મુખમ્ ॥ ૧૪૩૭ ॥

(પુ ન.), ભિત્તમ્, નેમઃ, શલ્કમ્, દલમ્ [ખણ્ડલમ્ શિ૦ ૧૨૮] એ ૭–કકડો, ટુકડો. અંશઃ, ભાગઃ, વણ્ટઃ–'વણ્ટકઃ' એ ૩–ભાગ, હિસ્સો. પાદઃ, તુરીયકઃ એ ૨–ચોથો ભાગ ॥૧૪૩૪॥ મલિનમ્, કચ્ચરમ્, મ્લાનમ્, કશ્મલમ્, મલીમસમ્, (મલદૂષિતમ્), [કલ્મષમ્ શિ૦ ૧૨૯] એ ૫–મલીન, મેલું. પવિત્રમ્ (વિ) પાવનમ્, પૂતમ્, પુણ્યમ્, મેધ્યમ્ એ ૫–પવિત્ર ઉજ્જ્વલમ્ ॥૧૪૩૫॥, વિમલમ્, વિશદમ્, વીધ્રમ્, અવદાતમ્, અનાવિલમ્, વિશુદ્ધમ્, શુચિ (ન) એ ૮–ઉજ્જ્વલ, સ્વભાવથી નિર્મળ ચોક્ષમ્, નિઃશોધ્યમ્, અનવસ્કરમ્ એ ૩–ફોતરા વિનાનું સાફ કરેલુ, શુદ્ધ કરેલું ॥૧૪૩૬॥ નિર્ણિક્તમ્, શોધિતમ્, મૃષ્ટમ્, ધૌતમ્, ક્ષાલિતમ્ એ ૫–ધોયેલું, સાફ કરાયેલું. (નિઃશોધ્ય થી મૃષ્ટ સુધીના શબ્દો એકાર્થક પણ છે.) સમ્મુખીનમ્, અભિમુખમ્ એ ૨–સમ્મુખ. પરાચીનમ્, પરાઙ્મુખમ્

मुख्यं प्रकृष्टं प्रमुखं प्रवर्हं, वर्य्यं वरेण्यं प्रवरं पुरोगम् ।
अनुत्तरं प्राग्रहरं प्रवेकं, प्रधानमग्रेसरमुत्तमाग्रे ॥१४३८॥

ग्रामण्यग्रण्यग्रिम-
जात्याऽग्र्यानुत्तमान्यनवरार्ध्य-वरे ।
प्रष्ठ-परार्ध्य-पराणि,
श्रेयसि तु श्रेष्ठसत्तमे पुष्कलवत् ॥१४३९ ॥

स्युरुत्तरपदे व्याघ्र-पुङ्गव-र्षभ-कुञ्जराः ।
सिंह-शार्दूल-नागाद्यास्तल्लजश्च मतल्लिका ॥१४४०॥

એ ૨-અવળુ, વિમુખ ॥૧૪૩૭॥ મુખ્યમ્, પ્રકૃષ્ટમ્, પ્રમુખમ્, પ્રવર્હમ્, વર્ય્યમ્, વરેણ્યમ્, પ્રવરમ્, પુરોગમ્, અનુત્તરમ્, પ્રાગ્રહરમ્, પ્રવેકમ્, પ્રધાનમ્, અગ્રેસરમ્, ઉત્તમમ્, અગ્રમ્ ॥ ૧૪૩૮ ॥, ગ્રામણી, અગ્રણી, અગ્રિમમ્, જાત્યમ્, અગ્ર્યમ્, અનુત્તમમ્ અનવરાર્ધ્યમ્, વરમ્ (પુ ન ), પ્રષ્ઠમ્, પરાર્ધ્યમ્, પરમ્, 'પ્રાગ્ર્યઃ, અગ્રીયઃ, અગ્રિયઃ' એ ૨૯-(વિશેષણ ) મુખ્ય, પ્રધાન શ્રેયઃ 'સ્' શ્રેષ્ઠમ્, સત્તમમ્, પુષ્કલમ્, 'અતિશોભનમ્' એ ૪-(વિ.) શ્રેષ્ઠ ॥૧૪૩૯॥ વ્યાઘ્રઃ, પુઙ્ગવઃ, ઋષભઃ, કુઞ્જરઃ, સિંહઃ, શાર્દૂલઃ, અને નાગઃ વગેરે તેમજ તલ્લજઃ, મતલ્લિકા, ॥૧૪૪૦॥ મચર્ચિકા પ્રકાણ્ડમ્ અને ઉદ્ધઃ

મચર્ચિકા પ્રકાણ્ડોદ્ધૌ , પ્રશસ્યાર્થપ્રકાશકાઃ ।
ગુણોપસર્જનોપાગ્રાણ્યપ્રધાનેઽધમં પુનઃ ॥૧૪૪૧॥
નિકૃષ્ટમણકં ગર્હ્યમવદ્યં કાણ્ડકુત્સિતે ।
અપકૃષ્ટં પ્રતિકૃષ્ટં, યાપ્યં રેફોઽવમં બ્રુવમ્ ॥ ૧૪૪૨ ॥
ખેટં પાપમપશદં, કુપૂયં ચેલમર્વ ચ ।
તદાસેચનકં યસ્ય, દર્શનાદ્ દગ્ ન તૃપ્યતિ ॥ ૧૪૪૩ ॥

આ ૧૨-શબ્દો ઉત્તર પદમા જોડવાથી પ્રશંસાવાચક શબ્દો બને છે (આ હંમેશ પોતાના લિંગે જ રહે છે, વિશેષ્ય પ્રમાણે લિંગ બદલાતાં નથી) જેમ-પુરુષવ્યાઘ્રઃ, પુરુષપુઙ્ગવઃ, પુરુષર્ષભઃ, પુરુષકુઞ્જરઃ, પુરુષસિંહઃ પુરુષશાર્દૂલઃ એ ૬-ઉત્તમ પુરુષ. ગોનાગઃ (આદિ પદથી ગોવૃન્દારકઃ), ગોતલ્લજઃ, ગોમતલ્લિકા, ગોમચર્ચિકા, ગોપ્રકાણ્ડમ્, ગવોદ્ધઃ, એ ૬-ઉત્તમ બળદ કે ગાય ગુણઃ, ઉપસર્જનમ્ (ન.), ઉપાગ્રમ્, અપ્રધાનમ્ 'અપ્રાગ્ર્યમ્' એ ૪-ગૌણ, અપ્રધાન અધમમ્ ॥૧૪૪૧॥, નિકૃષ્ટમ્, અણકમ્, ગર્હ્યમ્, અવદ્યમ્, કાણ્ડમ્ (પુ. ન), કુત્સિતમ્, અપકૃષ્ટમ્, પ્રતિકૃષ્ટમ્, યાપ્યમ્, રેફઃ 'રેપઃ', અવમમ્, બ્રુવમ્ ॥૧૪૪૨॥, ખેટમ્, પાપમ્, અપશદમ્, કુપૂયમ્-'કપૂયઃ' ચેલમ્, અર્વ 'ન્' [યાપ્યમ્, રેપ· 'સ્' શિ૦ ૧૨૯] એ ૧૯-અધમ, હલકું. (રેફ શબ્દ સિવાય બાકીના વિશેષણ સમજવા) આસેચનકમ્-જેના જોવાથી આંખ તૃપ્તિને પામતી નથી. ॥૧૪૪૩॥ ચારુ (ન.)

ચારુ હારિ રુચિરં મનોહરં,
વલ્ગુ કાન્તમભિરામ-વન્ધુરે ।
વામ-રુચ્ય-સુષમાણિ શોભનં,
મઞ્જુ-મઞ્જુલ-મનોરમાણિ ચ ॥ ૧૪૪૪ ॥
સાધુ-રમ્ય-મનોજ્ઞાનિ, પેશલં હૃદ્ય-સુન્દરે ।
કામ્યં કમ્રં કમનીયં, સૌમ્યં ચ મધુરં પ્રિયમ્ ॥ ૧૪૪૫ ॥
વ્યુષ્ટિઃ ફલમસારં તુ, ફલ્ગુ શૂન્યં તુ રિક્તકમ્ ।
શુન્યં તુચ્છં વશિકં ચ, નિબિડં તુ નિરન્તરમ્ ॥ ૧૪૪૬ ॥
નિવિરીસં ઘનં સાન્દ્રં, નીરન્ધ્રં વહલં દૃઢમ્ ।
ગાઢમવિરલં ચાથ વિરલં તનુ પેલવમ્ ॥ ૧૪૪૭ ॥

હારિ 'ઇન્' (ન), રુચિરમ્, મનોહરમ્, વલ્ગુ (ન), કાન્તમ્, અભિરામમ્, વન્ધુરમ્, વામમ્, રુચ્યમ્, સુષમમ્, શોભનમ્, મઞ્જુ (ન.), મઞ્જુલમ્, મનોરમમ્ ॥૧૪૪૪॥, સાધુ (ન), રમ્યમ્, મનોજ્ઞમ્, પેશલમ્, હૃદ્યમ્, સુન્દરમ્, કામ્યમ્, કમ્રમ્, કમનીયમ્, સૌમ્યમ્, મધુરમ્, પ્રિયમ્, [લડહમ, રમણીયમ્ શિ૦ ૧૨૯] એ ૨૭-(વિશેષણ.) સુંદર, મનોહર. ॥ ૧૪૪૫ ॥ વ્યુષ્ટિઃ (સ્ત્રી), ફલમ્, એ ૨–ફલ, પરિણામ, પ્રયોજન. અસારમ્, ફલ્ગુ (ન) એ ૨–નકામું, અસાર. શુન્યમ્, રિક્તકમ્-રિક્તમ્, શૂન્યમ્, તુચ્છમ્, વશિકમ્, એ ૫–શૂન્ય, ખાલી નિબિડમ્, નિરન્તરમ્ ॥૧૪૪૬ ॥, નિવિરીસમ્, ઘનમ્, સાન્દ્રમ્, નીરન્ધ્રમ્, વહલમ્-વર્હલમ્, દૃઢમ્, ગાઢમ્, અવિરલમ્, એ ૧૦–ઘટ, નિરન્તર. વિરલમ્, તનુ (ન.), પેલવમ્ એ–૩ છૂટુંછવાયું, આછું, વિરલ. ॥૧૪૪૭॥ નવમ્, નવીનમ્, સદ્યસ્કમ્,

१ ४ ५ ६
नवं नवीनं सद्यस्कं, प्रत्यग्रं नूत्ननूतने ।
७ ८ १ ५ २ ३
नव्यं चाभिनवे जीर्णे, पुरातनं चिरन्तनम् ॥ १४४८ ॥
४ ५ ६ ७ १ १ २ १
पुराणं प्रतनं प्रत्नं, जरन्मूर्ते तु मूर्तिमत् ।
२ १ १ २ १
उच्चावचं नैकभेदमतिरिक्ताधिके समे ॥ १४४९ ॥

१ २ ३ ४
पार्श्वं समीपं सविधंससीमा-
५ ६ ७ ८
भ्याशं सवेशाऽन्तिक-सन्निकर्षाः ।
९ १० ११ १२
सदेशमभ्यग्र-सनीड-सन्नि-
१३ १४ १५
धानान्युपान्तं निकटोपकण्ठे ॥ १४५० ॥

१६ १७ १८ १९ २० १
सन्निकृष्ट-समर्यादा-भ्यर्णान्याऽऽसन्नसन्निधी ।
१ २ ३ ४
अव्यवहितेऽनन्तरं, संसक्तमपटान्तरम् ॥ १४५१ ॥

प्रत्यग्रम्, नूत्नम्, नूतनम्, नव्यम्, अभिनवम् એ ૮–નવું. जीर्णम्, पुरातनम्, चिरन्तनम्, ॥૧૪૪૮॥, पुराणम्, प्रतनम्, प्रत्नम्, जरत् (न) એ ૭–જૂનું, પુરાતન. मूर्त्तम्, मूर्तिमत् (न.) એ ૨–રૂપી, આકારવાળું. उच्चावचम् नैकभेदम्–नानाप्रकारम् એ ૨–બહુવિધ, અનેક પ્રકાર. अतिरिक्तम्, अधिकम्–'समधिकः' એ ૨–અધિક, વધારે ॥૧૪૪૯॥ पार्श्वम्, समीपम्, सविधम्, ससीमम्, अभ्याशम्–'अभ्यासः', सवेश', अन्तिकम्, सन्निकर्षः, सदेशम्, अभ्यग्रम्, सनीडम्, सन्निधानम्, उपान्तम्, निकटम्, (पु. न), उपकण्ठम् ॥૧૪૫૦॥, सन्निकृष्टम्, समर्यादम्, अभ्यर्णम्, आसन्नम्, सन्निधिः (पु.), 'अभितः–स्' (अ.) એ ૨૦–સમીપ, નિકટ. अव्यवहितम्, अनन्तरम्, संसक्तम्, अपटान्तरम् 'अपद्रान्तरम्' એ ૪–સંલગ્ન, સાથે

नेदिष्ठमन्तिकतमं, विप्रकृष्ट-परे पुनः ।
दूरेऽतिदूरे दविष्ठं, दवीयोऽथ सनातनम् ॥ १४५२ ॥
शाश्वतानश्वरे नित्यं, ध्रुवं स्थेयस्त्वतिस्थिरम् ।
स्थास्नु स्थेष्ठं तत् कूटस्थं, कालव्याप्येकरूपतः ॥ १४५३ ॥
स्थावरं तु जङ्गमान्यज्जङ्गमं तु त्रसं चरम् ।
चराचरं जगदिङ्गं, चरिष्णु चाथ चञ्चलम् ॥ १४५४ ॥
तरलं कम्पनं कम्प्रं, परिप्लव-चलाचले ।
चटुलं चपलं लोलं, चलं पारिप्लवाऽस्थिरे ॥ १४५५ ॥

લાગેલું, આંતરા રહિત ॥૧૪૫૧॥ नेदिष्ठम्, अन्तिकतमम् [नेदीयः 'अस्'(न) શિ૦ ૧૩૦] એ ૨-અત્યંત નજીક. विप्रकृष्टम्, परम्, दूरम्, એ ૩-દૂર अतिदूरम्, दविष्ठम्, दवीयः, 'स्' (न.) એ ૩-અત્યંત દૂર. सनातनम्, ॥૧૪૫૨॥ शाश्वतम्, अनश्वरम्, नित्यम्, ध्रुवम् [सदातनम्, शाश्वतिकम्, શિ૦ ૧૨૯-૧૩૦] એ ૫-શાશ્વત, નિત્ય. स्थेयः 'स्' (न.) अतिस्थिरम्, स्थास्नु (न), स्थेष्ठम् એ ૪-અત્યંત સ્થિર, અચલ कूटस्थम्-અનંત કાલ સુધી એક રૂપે રહે તે આકાશ વગેરે ॥૧૪૫૩॥ स्थावरम्, जङ्गमान्यत् એ ૨-સ્થાવર, જંગમ સિવાયનું, પૃથિવી વગેરે जङ्गमम्, त्रसम्, चरम्, चराचरम्, जगत् (न), इङ्गम्, चरिष्णु (न), એ ૭-જંગમ, હાલતું ચાલતું. चञ्चलम् ॥૧૪૫૪॥, तरलम्, कम्पनम्, कम्प्रम्, परिप्लवम्, चलाचलम्, चटुलम्, चपलम्, लोलम्, चलम्, पारिप्लवम्, अस्थिरम्, 'चलम्'न એ ૧૨ ચલ, ચપલ, અનિત્ય ॥૧૪૫૫॥ ऋजुः, अजिह्मः, प्रगुणः,

ઋજાવજિહ્મ-પ્રગુણાવવાગ્રેઽવનતાનતે ।
કુઞ્ચિતં નતમાવિદ્ધં, કુટિલં વક્રવેલ્લિતે ॥ ૧૪૫૬ ॥
વૃજિનં ભઙ્ગુરં ભુગ્નમરાલં જિહ્મમૂર્મિમત્ ।
અનુગેઽનુપદાન્વક્ષાઽન્વગ્ચ્યેકાક્યેક એકકઃ ॥ ૧૪૫૭ ॥
એકતાનાઽયન-સર્ગાગ્રાણ્યૈકાગ્ર્યં ચ તદ્ગતમ્ ।
અનન્યવૃત્ત્યેકાયનગતં ચાથાદ્યમાદિમમ્ ॥ ૧૪૫૮ ॥
પૌરસ્ત્યં પ્રથમં પૂર્વમાદિરગ્રમથાન્તિમમ્ ।
જઘન્યમન્ત્યં ચરમમન્તઃ પાશ્ચાત્યપશ્ચિમે ॥ ૧૪૫૯ ॥

એ ૩–સરળ, સીધું. અવાગ્રમ્–અધોમુખમ્, અવનતમ્, આનતમ્ એ ૩–અધોમુખ, નમેલું કુઞ્ચિતમ્, નતમ્, આવિદ્ધમ્, કુટિલમ્, વક્રમ્, વેલ્લિતમ્ ॥૧૪૫૬॥, વૃજિનમ્, ભઙ્ગુરમ્, ભુગ્નમ્, અરાલમ્, જિહ્મમ્, ઊર્મિમત્ (ન) એ ૧૨–વક્ર, વાંકું અનુગમ્, અનુપદમ્ (ન અ), અન્વક્ષમ્, અન્વક્ 'ચ્' એ ૪–પાછળ, પછી, પગલે પગલે. એકાકી 'ઇન્' (પુ.), એકઃ, એકકઃ [અવગણઃ શિ૦ ૧૩૦] એ ૩–એકલો. ॥૧૪૫૭॥ એકતાનમ્, એકાયનમ્, એકસર્ગમ્, એકાગ્રમ્ 'એકાગ્ર્યઃ', ઐકાગ્રમ્, તદ્ગતમ્, અનન્યવૃત્તિ, એકાયનગતમ્ એ ૮–એકાગ્ર. આદ્યમ્, આદિમમ્ ॥૧૪૫૮॥, પૌરસ્ત્યમ્, પ્રથમમ્, પૂર્વમ્, આદિઃ (પુ.), અગ્રમ્, [પ્રાક્ (અ) શિ ૧૩૦] એ ૭–પ્રથમ, પહેલું. અન્તિમમ્, જઘન્યમ્, અન્ત્યમ્, ચરમમ્, અન્તઃ (પુ. ન.), પાશ્ચાત્યમ્, પશ્ચિમમ્, એ ૭–છેલ્લું, પાછલું ॥૧૪૫૯॥ મધ્યમમ્, માધ્યમમ્,

मध्यमं माध्यमं मध्यमीयं माध्यन्दिनं च तत् ।
अभ्यन्तरमन्तरालं, विचाले मध्यमन्तरे ॥ १४६० ॥
तुल्यः समानः सदृक्षः, सरूपः सदृशः समः ।
साधारण-सधर्माणौ, सवर्णः सन्निभः सदृक् ॥ १४६१ ॥
स्युरुत्तरपदे प्रख्यः, प्रकारः प्रतिमो निभः ।
भूत-रूपो-पमाः काशः सं-नी-प्र-प्रतितः परः ॥ १४६२ ॥
औपम्यमनुकारोऽनुहारः साम्यं तुलोपमा ।
कक्षोपमानमर्चा तु, प्रतेर्मा यातना निधिः ॥ १४६३ ॥

मध्यमीयम्, माध्यन्दिनम् [मध्यन्दिनम् શિ૦ ૧૩૧] એ ૪–મધ્યમ, વચલું. अभ्यन्तरम्, अन्तरालम्, विचालम् એ ૩ વચ્ચેનું, વચ્ચે, અંદર, અંદરનું. मध्यम्, अन्तरम् (પુ ન) એ ૨–અંતર, અવકાશ ॥૧૪૬૦॥ तुल्यः, समानः, सदृक्षः, सरूपः, सदृशः, समः, साधारण, सधर्मा 'अन्' (પુ), सवर्णः, सन्निभः, सदृक् 'श्' એ ૧૧ (त्रि.)–તુલ્ય, સમાન ॥૧૪૬૧॥ प्रख्यः, प्रकारः, प्रतिमः, निभः, भूतः, रूपम्, उपमा, सङ्काशः, नीकाशः, प्रकाशः, प्रतिकाशः–'प्रतीकाश': આ ૧૧-શબ્દો સમાન-તુલ્ય અર્થવાળા છે, અને તે સમાસમાં ઉત્તર પદમાં આવે છે.–જેમ-काशसंकाशाः केशाः કાશપુષ્પના જેવા સફેદ કેશ. चन्द्रप्रख्यं मुखम्–ચન્દ્ર જેવું મુખ. ॥૧૪૬૨॥ औपम्यम्, अनुकारः, अनुहारः, साम्यम्, तुला, उपमा, कक्षा, उपमानम्, (उपमितिः) એ ૮–ઉપમા, સમાનપણું. अर्चा, प्रतिमा, प्रतियातना, प्रतिनिधिः (પુ), ॥૧૪૬૩॥, प्रतिच्छाया, प्रतिच्छन्दः, प्रतिकायः,

छाया छन्दः कायो रूपं, बिम्बं मान-कृती अपि ।
सूर्मी स्थूणाऽयःप्रतिमा, हरिणी स्याद्धिरण्मयी ॥ ૧૪૬૪ ॥
प्रतिकूलं तु विलोममपसव्यमपष्ठुरम् ।
वामं प्रसव्यं प्रतीपं, प्रतिलोममपष्ठु च ॥ ૧૪૬૫ ॥
वामं शरीरेऽङ्गं सव्यमपसव्यं दक्षिणम् ।
अवाधोच्छृङ्खलोद्दामान्ययन्त्रितमनर्गलम् ॥ ૧૪૬૬ ॥
निरङ्कुशे स्फुटे स्पष्टं, प्रकाशं प्रकटोल्वणे ।
व्यक्तं वर्तुलं तु वृत्तं, निस्तलं परिमण्डलम् ॥ ૧૪૬૭ ॥

प्रतिरूपम्, प्रतिबिम्बम्, प्रतिमानम्, प्रतिकृतिः એ ૧૧–પ્રતિમા, પડછાયો, પ્રતિબિંબ. सूर्मी सूर्मिः,–स्थूणा, अयःप्रतिमा એ ૩–લોઢાની પ્રતિમા. हरिणी, हिरण्मयी એ ૨ સુવર્ણની પ્રતિમા. ॥૧૪૬૪॥ प्रतिकूलम्, विलोमम्, अपसव्यम्, अपष्ठुरम्, वामम्, प्रसव्यम्, प्रतीपम्, प्रतिलोमम्, अपष्ठु (न) એ ૯–વિપરીત, પ્રતિકૂલ, ઉલટું. ॥૧૪૬૫॥ वामम्, सव्यम् એ ૨ શરીરનું ડાબું અંગ. अपसव्यम्, दक्षिणम् એ ૨–જમણું અંગ. अवाधम्, उच्छृङ्खलम्, उद्दामम्, अयन्त्रितम्, अनर्गलम् ॥૧૪૬૬॥, निरङ्कुशः [निरर्गलम् शि०१३१] એ ૬–અંકુશ રહિત, બાધા રહિત, પ્રતિબંધ વિનાનું, અટકાવ રહિત. स्फुटम्, स्पष्टम्, प्रकाशम्, प्रकटम्, उल्वणम्, व्यक्तम्–'प्रव्यक्तम्', એ ૬–સ્પષ્ટ. वर्तुलम्, वृत्तम् (त्रि), निस्तलम्, परिमण्डलम् એ

वन्धुरं तून्नतानतं, स्थपुटं विषमोन्नतम् ।
अन्यदन्यतरद् भिन्नं, त्वमेकमितरच्च तत् ॥ १४६८ ॥
करम्बः कबरो मिश्रः, सम्पृक्तः खचितः समाः ।
विविधस्तु बहुविधो नानारूपः पृथग्विधः ॥ १४६९ ॥
त्वरितं सत्वरं तूर्णं शीघ्रं क्षिप्रं द्रुतं लघु ।
चपलाविलम्बिते च, झम्पा सम्पातपाटवम् ॥ १४७० ॥
अनारतं त्वविरतं, संसक्तं सततानिशे ।
नित्याऽनवरताऽजस्राऽसक्ताऽश्रान्तानि सन्ततम् ॥ १४७१ ॥

૪–ગોળ. ॥ ૧૪૬૭ ॥ वन्धुरम् 'वन्धूरम्', उन्नतानतम् એ ૨–સ્વાભાવિક ઊંચુ, પરંતુ ઉપાધિવશ કંઈક નમેલુ. स्थपुटम्, विषमोन्नतम् એ ૨–વિષમ અને ઉન્નત. अन्यद् (न), अन्यतरद् (न), भिन्नम् त्वम्–'त्व', एकम्, इतरत् (न), 'अन्यतरः, एकतरः' એ ૬–ભિન્ન, જુદું, બીજું (भिन्न શબ્દ સિવાય બધાં સર્વનામ) ॥૧૪૬૮॥ करम्बः, कबरः, मिश्रः, सम्पृक्तः, खचितः એ ૫–મિશ્રિત, એકઠું થયેલું विविधः, बहुविधः, नानारूपः, पृथग्विधः [बहुरूपः, पृथग्रूपः, नानाविधः શિ૦ ૧૩૧] એ ૪–વિવિધ પ્રકારનુ, ઘણા પ્રકારનું ॥૧૪૬૯॥ त्वरितम्, सत्वरम्, तूर्णम्, शीघ्रम्, क्षिप्रम्, द्रुतम्, लघु (न.), चपलम्, अविलम्बितम्, (अरम्, आशु, मङ्क्षु, 'अञ्जसा, झटिति, स्राक्, अह्नाय, द्राक्, सपदि' એ ૯ અ) એ ૯–જલદી झम्पा, सम्पातपाटवम्, [झम्पः શિ૦ ૧૩૨] એ ૨–કૂદવુ, છલગ મારવી. ॥ ૧૪૭૦ ॥ अनारतम्, अविरतम्, संसक्तम्, सततम्, अनिशम् (न. અ.), नित्यम्, अनवरतम्, अजस्रम्, असक्तम्, अश्रान्तम्, सन्ततम्, એ ૧૧ નિરંતર, નિત્ય, કાયમ. ॥૧૪૭૧॥

સાધારણં તુ સામાન્યં, દૃઢસન્ધિ તુ સંહતમ્ ।
કલિલં ગહને સઙ્કીર્ણે તુ સંકુલમાકુલમ્ ॥ ૧૪૭૨ ॥
કીર્ણમાકીર્ણં ચ પૂર્ણે, ત્વાચિતં છન્નપૂરિતે ।
ભરિતં નિચિતં વ્યાપ્તં, પ્રત્યાખ્યાતે નિરાકૃતમ્ ॥ ૧૪૭૩ ॥
પ્રત્યાદિષ્ટં પ્રતિક્ષિપ્તમપવિદ્ધં નિરસ્તવત્ ।
પરિક્ષિપ્તે વલયિતં, નિવૃતં પરિવેષ્ટિતમ્ ॥ ૧૪૭૪ ॥
પરિષ્કૃતં પરીતં ચ, ત્યક્તં તૂત્સૃષ્ટમુજ્ઝિતમ્ ।
ધૂતં હીનં વિધૂતં ચ વિન્નં વિત્તં વિચારિતે ॥ ૧૪૭૫ ॥

સાધારણમ્, સામાન્યમ્, એ ૨–સાધારણ દૃઢસન્ધિ, (વિ.) સંહતમ્ (વિ.) એ ૨–મજબૂત બાંધો, દૃઢ સંહનન કલિલમ્, ગહનમ્, એ ૨–૧, દુઃખે પ્રવેશ કરી શકાય તેવું, ૨–દુઃખે જાણી શકાય તેવું. સઙ્કીર્ણમ્, સઙ્કુલમ્, આકુલમ્, ॥૧૪૭૨॥ કીર્ણમ્, આકીર્ણમ્, એ ૫–ઘણી જ ભીડથી અવકાશ વિનાનું સ્થાન, ખીચોખીચ, ભરપુર. (આ કલિલ વગેરે સાત શબ્દો એકાર્થવાળા પણ છે) પૂર્ણમ્, આચિતમ્, છન્નમ્, પૂરિતમ્, ભરિતમ્, નિચિતમ્, વ્યાપ્તમ્ [છાદિતમ્ શિ૦ ૧૩૨] એ ૭–પૂર્ણ, ભરેલું. પ્રત્યાખ્યાતમ્, નિરાકૃતમ્ ॥૧૪૭૩॥, પ્રત્યાદિષ્ટમ્, પ્રતિક્ષિપ્તમ્, અપવિદ્ધમ્, નિરસ્તમ્, એ ૬–નિરાકરણ કરેલું, રદ કરેલું, દૂર કરેલું, નિષિદ્ધ કરાયેલ. પરિક્ષિપ્તમ્, વલયિતમ્, નિવૃતમ્, પરિવેષ્ટિતમ્, ॥૧૪૭૪॥ પરિષ્કૃતમ્, પરીતમ્, એ ૬–ઘેરાયેલું, વીંટાયેલું. ત્યક્તમ્, ઉત્સૃષ્ટમ્, ઉજ્ઝિતમ્, ધૂતમ્, હીનમ્, વિધૂતમ્ એ ૬–છોડી દીધેલું, તજેલું વિન્નમ્, વિત્તમ્, વિચારિતમ્,

अवकीर्णे त्ववध्वस्तं संवीते रुद्धमावृतम् ।
संवृतं पिहितं छन्नं, स्थगितं चाऽपवारितम् ॥ १४७६ ॥
अन्तर्हितं तिरोहितमन्तर्द्धिस्त्वपवारणम् ।
छदन-व्यवधा-ऽन्तर्द्धा-पिधान-स्थगनानि च ॥ १४७७ ॥
व्यवधानं तिरोधानं, दर्शितं, तु प्रकाशितम् ।
आविष्कृतं प्रकटितमुच्चण्डं त्ववलम्बितम् ॥ १४७८ ॥
अनादृतमवाद् ज्ञातं, मानितं गणितं मतम् ।
रीढाऽवज्ञाऽवहेलान्यसूर्क्षणं चाप्यनादरे ॥ १४७९ ॥

એ ૩–વિચારેલું ॥૧૪૭૫॥ અવકીર્ણમ્, અવધ્વસ્તમ્ એ ૨–વિખરાયેલું સંવીતમ્, રુદ્ધમ્, આવૃતમ્, સંવૃતમ્, પિહિતમ્, છન્નમ્, સ્થગિતમ્, અપવારિતમ્, ॥ ૧૪૭૬ ॥ અન્તર્હિતમ્, તિરોહિતમ્, [છાદિતમ્, અપિહિતમ્, શિ૦ ૧૩૨] એ ૧૦–ઢંકાયેલું, આચ્છાદિત થયેલ અન્તર્દ્ધિ (પુ), અપવારણમ્, છદનમ્, વ્યવધા (સ્ત્રી), અન્તર્દ્ધા, પિધાનમ્, સ્થગનમ્ ॥ ૧૪૭૭ ॥, વ્યવધાનમ્, તિરોધાનમ્ એ–૯ અન્તર્ધાન, ઢાંકણુ, આચ્છાદન દર્શિતમ્, પ્રકાશિતમ્, આવિષ્કૃતમ્, પ્રકટિતમ્, [પ્રાદુષ્કૃતમ્, શિ૦૧૩૨] એ ૪–બતાવેલુ, પ્રગટ કરાયેલું. ઉચ્ચણ્ડમ્, અવલમ્બિતમ્–'અવિલમ્બિતમ્' એ ૨–૧. અવલંબનવાળું, ૨. શીઘ્ર, જલદી. ॥૧૪૭૮॥ અનાદૃતમ્, અવજ્ઞાતમ્, અવમાનિતમ્, અવગણિતમ્, અવમતમ્, 'પરિભૂતમ્,' એ ૫–અપમાન કરાયેલું, તિરસ્કારેલું રીઢા, અવજ્ઞા, અવહેલમ્ (ત્રિ), અસૂર્ક્ષણમ્, અનાદરઃ, 'પરિભવઃ; પરીભાવઃ, તિરસ્ક્રિયા' [અસૂક્ષણમ્, અવમાનનમ્ (સ્ત્રી. ન.) અવગણનમ્ (સ્ત્રી. ન.) શિ૦ ૧૩૨-૧૩૩] એ ૪–તિરસ્કાર, અનાદર,

ઉન્મૂલિતમાવર્હિતં, સ્યાદુત્પાટિતમુદ્ધૃતમ્ ।
પ્રેઙ્ખોલિતં તરલિતં, લુલિતં પ્રેઙ્ખિતં ધુતમ્ ॥ ૧૪૮૦ ॥
ચલિતં કમ્પિતં ધૂતં, વેલ્લિતાન્દોલિતે અપિ ।
દોલા પ્રેઙ્ખોલનં પ્રેઙ્ખા, ફાણ્ટં કૃતમયત્નતઃ ॥ ૧૪૮૧ ॥
અધઃક્ષિપ્તં ન્યઞ્ચિતં સ્યાદૂર્ધ્વક્ષિપ્તમુદઞ્ચિતમ્ ।
નુન્ન-નુત્તાઽસ્ત-નિષ્ઠ્યૂતાન્યાવિદ્ધં ક્ષિપ્તમીરિતમ્ ॥૧૪૮૨ ॥
સમે દિગ્ધલિપ્તે રુગ્ણભુગ્ને રૂષિતગુણ્ઠિતે ।
ગૂઢગુપ્તે ચ મુષિતમૂષિતે ગુણિતાહતે ॥ ૧૪૮૩ ॥

અપમાન ॥૧૪૭૯॥ ઉન્મૂલિતમ્, આવર્હિતમ્, ઉત્પાટિતમ્, ઉદ્ધૃતમ્ એ ૪–મૂળમાંથી ઉખેડી નાખેલ. પ્રેઙ્ખોલિતમ્, તરલિતમ્, લુલિતમ્, પ્રેઙ્ખિતમ્, ધુતમ્ ॥૧૪૮૦॥, ચલિતમ્, કમ્પિતમ્, ધૂતમ્, વેલ્લિતમ્, આન્દોલિતમ્ એ ૧૦–હલાવેલું, કંપેલું. દોલા–'દોલી', પ્રેઙ્ખોલનમ્, પ્રેઙ્ખા [આન્દોલનમ્ શિ૦ ૧૩૩] એ ૩–હીંડોળો, ડોળી. ફાણ્ટમ્ યત્ન સિવાય થયેલો ક્વાથ–ઔષધને રાત્રે પાણીમાં પલાળી મૂકી સવારે તે પાણી ગાળી લેવું તે. ॥૧૪૮૧॥ અધઃક્ષિપ્તમ્, ન્યઞ્ચિતમ્ એ ૨–નીચે ફેંકેલું. ઊર્ધ્વક્ષિપ્તમ્, ઉદઞ્ચિતમ્ [ઉદસ્તમ્ શિ૦ ૧૩૩] એ ૨–ઊંચે ફેંકેલું. નુન્નમ્, નુત્તમ્, અસ્તમ્, નિષ્ઠ્યુતમ્–'નિષ્ઠ્યૂતઃ,' આવિદ્ધમ્, ક્ષિપ્તમ્, ઈરિતમ્ [ચોદિતમ્ શિ૦ ૧૩૪] એ ૭–૧. પ્રેરેલું, પ્રેરણા કરેલું, મોકલેલું, ૨ કાઢી મૂકેલું, ફેંકેલું. ॥૧૪૮૨॥ દિગ્ધમ્, લિપ્તમ્, એ ૨–લેપાયેલું, લીંપેલું. રુગ્ણમ્, ભુગ્નમ્, એ ૨–૧. વાંકું વળેલું, નમેલું ૨. ભગ્ન. ૩ પીડિત. રૂષિતમ્, ગુણ્ઠિતમ્, એ ૨–ધૂળથી ખરડાયેલું. ગૂઢમ્, ગુપ્તમ્ એ ૨–સંતાયેલ, ગુપ્ત. મુષિતમ્, મૂષિતમ્ એ ૨–ચોરાયેલું. ગુણિતમ્, આહતમ્ એ ૨–ગુણ-

स्यान्निशातं शितं शातं, निशितं तेजितं क्ष्णुतम् ।
वृते तु वृत्त-वावृत्तौ, ह्रीतह्रीणौ तु लज्जिते ॥ १४८४ ॥
संगूढः स्यात् सङ्कलिते, संयोजित उपाहिते ।
पक्वे परिणतं पाके क्षीराज्यहविषां शृतम् ॥ १४८५ ॥
निष्पक्वं क्वथिते प्लुष्टप्रुष्टदग्धोषिताः समाः ।
तनूकृते त्वष्टतष्टौ, विद्धे छिद्रितवेधितौ ॥ १४८६ ॥
सिद्धे निर्वृत्तनिष्पन्नौ, विलीने द्रुतविद्रुतौ ।
उतं प्रोते स्यूतमूतमुतं च तन्तुसन्तते ॥ १४८७ ॥

ચેલું, ગુણાકાર કરેલ. ॥૧૪૮૩॥ निशातम्, शितम्, शातम्, निशितम्, तेजितम्, क्ष्णुतम् એ ६–તીક્ષ્ણ કરાયેલુ, ઉત્તેજિત કરાયેલું वृतः, वृत्तः, वावृत्तः, 'व्यावृत्तः' એ ૩-૧ ઢંકાયેલું ૨ પસંદ કરેલું, ચૂંટી કાઢેલું. ह्रीत॰, ह्रीणः, लज्जितः એ ૩-લજ્જા પામેલું, શરમાયેલું ॥૧૪૮૪॥ संगूढः, सङ्कलितः એ ૨-સરવાળો કરેલું. संयोजितः, उपाहितः 'संयोगितः' એ ૨ જોડાયેલું पक्वम्, परिणतम् એ ૨-પાકેલું शृतम्–પકાવેલું દૂધ, ઘી અને બલીનો પાક ॥૧૪૮૫॥ निष्पक्वम्, क्वथितम् એ ૨–૧ સારી રીતે પકાવેલું, ૨-ઉકાળેલું, ક્વાથ प्लुष्टः, प्रुष्टः, दग्धः, उषितः એ ૪-બળેલું तनूकृतः, त्वष्टः, तष्टः એ ૩-પાતળું કરેલું, છોલેલું विद्धः, छिद्रितः, वेधितः–એ ૩-વીંધાયેલું, કાણું પાડેલું ॥૧૪૮૬॥ सिद्धम्, निर्वृत्तम्, निष्पन्नः એ ૩-સિદ્ધ થયેલું. विलीनं, द्रुतः, विद्रुतः એ ૩-પીગળી ગયેલું उतम्, प्रोतम् એ ૨-પરોવેલું स्यूतम्, ऊतम्, उतम्, तन्तुसन्ततम् એ ૪-સીવેલું, વણેલું. ॥૧૪૮૭॥ पाटितम्, दारितम्, भिन्नम् એ ૩-

पाटितं दारितं भिन्ने, विदरः स्फुटनं भिदा ।
अङ्गीकृतं प्रतिज्ञातमूरीकृतोररीकृते ॥ १४८८ ॥
संश्रुतमभ्युपगतमुररीकृतमाश्रुतम् ।
सङ्गीर्णं प्रतिश्रुतं च, छिन्ने लूनं छितं दितम् ॥ १४८९ ॥
छेदितं खण्डितं वृक्णं, कृत्तं प्राप्ते तु भावितम् ।
लब्धमासादितं भूतं पतिते गलितं च्युतम् ॥ १४९० ॥
स्रस्तं भ्रष्टं स्कन्नपन्ने, संशितं तु सुनिश्चितम् ।
मृगितं मार्गिताऽन्विष्टाऽन्वेषितानि गवेषिते ॥ १४९१ ॥

ફાડેલું, ચીરેલું. विदरः, स्फुटनम्, भिदा [भिद् શિ૦ ૧૩૪] એ ૩–ફાડવું, ચીરવું अङ्गीकृतम्, प्रतिज्ञातम्, ऊरीकृतम्–'उरीकृतम्', उररीकृतम्, ॥૧૪૮૮॥ संश्रुतम्, अभ्युपगतम्, उररीकृतम्, आश्रुतम्, सङ्गीर्णम्, प्रतिश्रुतम्, 'विदितम्, उपश्रुतम्, उपगतम्', [कक्षीकृतम्, स्वीकृतम्, શિ૦ ૧૩૪] એ ૧૦-સ્વીકાર કરેલું, સ્વીકારેલું. छिन्नम्, लूनम्, छितम्, दितम् ॥૧૪૮૯॥, छेदितम्, खण्डितम्, वृक्णम्, कृत्तम्, 'दातम्' [छातम् શિ૦ ૧૩૪]એ ૮–છેદાયેલું, કાપેલું. प्राप्तम्, भावितम्, लब्धम्, आसादितम्, भूतम् [विन्नम् શિ૦ ૧૩૫] એ ૫–મેળવેલું પતિતम्, गलितम्, च्युतम्, ॥ ૧૪૯૦ ॥ स्रस्तम्, भ्रष्टम्, स्कन्नम्, पन्नम्,–'ध्वस्तम्' એ ૭–પડી ગયેલું, ગળેલું. संशितम्, सुनिश्चितम्, એ ૨–સારી રીતે નિશ્ચિત થયેલું. मृगितम्, मार्गितम्, अन्विष्टम्, अन्वेषितम्, गवेषितम् એ ૫-શોધેલું, ખોળેલું. ॥૧૪૯૧॥ तिमितः, स्तिमितः, क्लिन्न, सार्द्रः, आर्द्रः, उन्नः, 'समुत्त., એ ૭–ભીનું, પલળેલું प्रस्थापितम्, प्रतिशिष्टम्, प्रहितम्,

समुन्न –वि. क ।

तिमिते स्तिमितक्लिन्नसार्द्राऽऽर्द्रोन्नाः समुत्तवत् ।
प्रस्थापितं प्रतिशिष्टं, प्रहितप्रेषिते अपि ॥ १४९२ ॥
ख्याते प्रतीतप्रज्ञातवित्तप्रथितविश्रुताः ।
तप्ते सन्तापितो दूनो, धूपायितश्च धूपितः ॥ १४९३ ॥
शीने स्त्यानमुपनतस्तूपसन्न उपस्थितः ।
निर्वातस्तु गते वाते, निर्वाणः पावकादिषु ॥ १४९४ ॥
प्रवृद्धमेधितं प्रौढं, विस्मृतान्तर्गते समे ।
उद्धान्तमुद्गते गूनं, हन्ने मीढं तु मूत्रिते ॥ १४९५ ॥

प्रेषितम्, એ ૪-મોકલેલું. ॥ ૧૪૯૨ ॥ ख्यातः, प्रतीतः, प्रज्ञातः, वित्तः, प्रथितः, विश्रुतः, विज्ञातः, એ ૬-વિખ્યાત, પ્રસિદ્ધ. तप्तः, सन्तापितः 'सन्तप्तम्', दूनः, धूपायितः, धूपितः એ ૫-સંતાપેલું, તપાવેલું, દુભવેલ ॥ ૧૪૯૩ ॥ शीनम्, स्त्यानम् એ ૨ થીજેલું, ઠરેલું-ઘી વગેરે उपनतः, उपसन्नः, उपस्थितः એ ૩-ઉપસ્થિત પામેલ, નમેલ निर्वातः-પવન વિનાનો, વાયુ વગરનો निर्वाणः-મુક્ત-થવું, શાન્ત થવું-મુનિ, અગ્નિ વગેરેનું ॥૧૪૯૪॥ प्रवृद्धम्, एधितम्, प्रौढम् એ ૩-ઘણું વધેલું, પ્રૌઢ विस्मृतम्, अन्तर्गतम् [प्रस्मृतम् શિ૦ ૧૩૫] એ ૨-ભૂલી જવાયેલું, વિસરી ગયેલું. उद्धान्तम्, उद्गतम्-'उद्वातम्' એ ૨-વમન કરેલું અન્નાદિ गूनम्, हन्नम्, એ ૨-હગેલું, મલ ત્યાગ કરેલું. मीढम्, मूत्रितम् એ ૨-મૂતરેલું, પેશાબ કરેલું. ॥ ૧૪૯૫ ॥ विदितम्, बुधितम्, बुद्धम्, ज्ञातम्, अवसितम्, अवगतम्, मनितम्, प्रतिपन्नम्, એ ૮-જાણેલું. स्यन्नम्, रीणम्, स्नुतम्, स्रुतम्, એ ૪-ઝરેલું, ટપકેલું.

विदितं बुधितं बुद्धं, ज्ञातं सितमिते अवात् ।
मनितं प्रतिपन्नं च, स्यन्ने रीणं स्नुतं स्रुतम् ॥१४९६॥
गुप्तगोपायितत्रातावितत्राणानि रक्षिते ।
कर्म क्रिया विधा हेतुशून्या त्वाऽऽस्या विलक्षणम् ॥ १४९७ ॥
कार्मणं मूलकर्माऽथ, संवननं वशक्रिया ।
प्रतिबन्धे प्रतिष्टम्भः स्यादास्याऽऽस्थाऽऽसना स्थितिः ॥१४९८॥
परस्परं स्यादन्योऽन्यमितरेतरमित्यपि ।
आवेशाटोपौ संरम्भे, निवेशो रचना स्थितौ ॥ १४९९ ॥

॥ ૧૪૯૬ ॥ गुप्तम्, गोपायितम्, त्रातम्, अवितम्, त्राणम्, रक्षितम्, એ ૬–રક્ષણ કરાયેલું. कर्म 'न्' (ન.), क्रिया, विधा એ ૩–કર્મ, ક્રિયા विलक्षणम्–अप्रतिपत्तिः (સ્ત્રી.)–પ્રયોજન વિનાની સ્થિતિ, વિચારરહિત. ॥ ૧૪૯૭ ॥ कार्मणम्, मूलकर्म 'न्' (न.) એ ૨–કામણ, ઔષધિ. જડીબુટી વગેરેથી વશીકરણ કરવું તે. संवननम्, वशक्रिया (वशीकरणम्) એ ૨–વશીકરણ. प्रतिबन्धः, प्रतिष्टम्भः એ ૨–રોકાણ, અટકાવ. आस्या, आस्था, आसना, स्थिति એ ૪–સ્થાન, સ્થિતિ ॥ ૧૪૯૮ ॥ परस्परम् अन्योऽन्यम्, इतरेतरम (मिथः अ) એ ૩–પરસ્પર. आवेशः, आटोपः, संरम्भः એ ૩–આવેશ, અહંકાર, આડંબર, ભૂત વગેરેનો આવેશ निवेशः, रचना, स्थितिः એ ૩–રચના. ॥ ૧૪૯૯ ॥ निर्बन्धः अभिनिवेशः, એ ૨–આગ્રહ. प्रवेशः, अन्तर्विगाहनम् એ ૨–પ્રવેશવું, અંદર જવું તે. गति (સ્ત્રી). वीङ्खा, विहारः, ईर्या, परिसर्पः, परिक्रमः એ ૬–વિહાર, પગે ચાલવું. ॥ ૧૫૦૦ ॥ व्रज्या, अटाट्या, पर्यटनम् [अटाटा, अट्या–'अटा' શિ૦ ૧૩૫] એ ૩–પર્યટન, ફરવું

निर्बन्धोऽभिनिवेशः स्यात्, प्रवेशोऽन्तर्विगाहनम् ।
गतौ वीङ्खा विहारे-र्या-परिसर्प-परिक्रमाः ॥ १५०० ॥
व्रज्याऽटाट्या पर्यटनं, चर्या त्वीर्यापथस्थितिः ।
व्यत्यासस्तु विपर्यासो, वैपरीत्यं विपर्ययः ॥ १५०१ ॥
व्यत्ययेऽथ स्फातिवृद्धौ, प्रीणनेऽवन-तर्पणे ।
परित्राणं तु पर्याप्तिर्हस्तधारणमित्यपि ॥ १५०२ ॥
प्रणतिः प्रणिपातोऽनुनयेऽथ शयने क्रमात् ।
विशाय उपशायश्च, पर्यायोऽनुक्रमः क्रमः ॥ १५०३ ॥
परिपाट्यानुपूर्व्याऽऽवृदतिपातस्त्वतिक्रमः ।
उपात्ययः पर्ययश्च, समौ संबाधसङ्कटौ ॥ १५०४ ॥

चर्या, ईर्यापथस्थितिः (ईर्या) એ ૨-સાધુઓનું આચારમાં રહેવું, ધ્યાન, મૌન વગેરેમા રહેવું. व्यत्यासः, विपर्यासः वैपरीत्यम्, विपर्ययः-'विपर्यायः' ॥ १५०१ ॥, व्यत्ययः એ ૫-વિપરીત, ઊલટું. स्फातिः (સ્ત્રી), वृद्धिः એ ૨-વૃદ્ધિ, વધવું प्रीणनम्, अवनम्, तर्पणम् એ ૨-ખુશ કરવું, તૃપ્તિ. परित्राणम्, पर्याप्तिः, हस्तधारणम्-हस्तस्थापनम् એ ૩-મારવાને તૈયાર થયેલાને વારણ કરવું, રક્ષણીયને બચાવવું. ॥ १५०२ ॥ प्रणतिः (સ્ત્રી), प्रणिपातः, अनुनयः એ ૩-નમસ્કાર, નમવું, પ્રણામ विशायः, उपशायः, (क्रमशयनम्) એ ૨-પહેરેગીરોનું વારા ફરતી સૂવું તે पर्यायः, अनुक्रम, क्रमः ॥ १५०३ ॥, परिपाटी-परिपाटिः (સ્ત્રી.), आनुपूर्वी (સ્ત્રી ન.) आवृत्-आवृत्तिः (સ્ત્રી) [आनुपूर्व्यम् શિ० १३५] એ ૬-અનુક્રમ, પરિપાટી. अतिपातः, अतिक्रमः, उपात्ययः,

